ॐ तत्सत्

श्री

# त्रिकम तत्त्व विलास

## द्वितीय कल्लोल.

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા

શેઠ વાડિલાલ હ. મોદી.

(જિજ્ઞાસુને વિના મૂલ્યે ભેટ.)

ॐ तत्सत् परमात्मने नमः

श्री.

# त्रिकम तत्व विलास.

## द्वितीय कल्लोल.



છપાવી પ્રસિદ્ધ કર્તા.

શેઠ વાડીલાલ હરગોવિન્દદાસ.

(પાટણ-વિશા ઝારોળા વણિક.)



સંવત ૧૯૭૨. સન ૧૯૧૬.

આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦



( બ્હેન લિલાવતી, હરગોવિન્દદાસ ઘહેલાભાઇ મોદીનાં પુત્રીના સ્મરણાર્થે. તા. ૧-૯-૧૬)

( જિજ્ઞાસુને સવિનય ભેટ. )

# અનુક્રમણિકા.



## प्रकीर्ण.

ॐ श्री.

# ઉપોદ્ઘાત.

શ્રી વિશ્વેશ્વરની વિશ્વ વાટિકામાંથી, "ત્રિકમ તત્ત્વ વિલાસ" નો દ્વિતીય કલ્લોલ, શ્રી ઇષ્ટ સંકેતાનુસાર અસ્તિત્વમાં આવે છે; પ્રાચીન અર્વાચીન કાળથી પરંપરાના નિયમની માફક હરેક ગ્રન્થને માટે આરંભમાં ઉપોદ્ઘાત લખાય છે; અને તે રીતિ અત્યુત્તમ છે. શા હેતુ પૂર્વક ગ્રન્થ લખવામાં અને પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે: તેની માહિતી સંક્ષિપ્તમાં હરેક ગ્રન્થને અગ્ર ભાગે આપવામાં આવે છે; આથી જેઓ પોતાના આંતર મનમાં જેવા પ્રકારનો અધિકાર ધરાવતા હોય; તેવા પ્રકારના ગ્રન્થો જોવા-વિચારવાનું કામ સરળ થાય; આ અને આવાજ ઉદ્દેશથી, આપણે આ પુસ્તકના હેતુ પ્રતિ દૃષ્ટિ ફેરવીએ.

અખિલ સૃષ્ટિમાં પ્રાણી માત્રનું જગતમાં જન્મીને, એકજ લક્ષબિન્દુ હોય છે; અને તે એજ કે, "**અત્યંત દુઃખની નિવૃત્તિ અને શાશ્વત સુખની પ્રાપ્તિ.**" પછી ભલે તેમાંના-રાજા કે રંક, ગરીબ કે તવંગર, વૃદ્ધ કે બાળકં, સ્ત્રી કે પુરૂષ, ગૃહી કે ત્યાગી-હરકોઇ હો; તો પણ ઉક્ત ભાવના અંતરના ઉંડા ભાગમાં, એવું તો કાયમનું સ્થાન કરી વસેલી છે કે, જેને સારૂં ઇહ લોકમાં ભિન્ન ભિન્ન

પ્રકારના વ્યવહારમાં, ખરેખરા તન મનનો ભોગ સમર્પણ કરી; પ્રાણી સમૂહ મંડયો રહ્યો છે; એટલુંજ નહીં કિન્તુ, તન્નિમિત અનેક શુભાશુભ કર્મ ફળ ભોક્તા થાય છે.

યદિ પ્રત્યેક પ્રાણી એકજ વિષયમાં પ્રવૃત્તિમાન હોય તો; આજે કેટલોક સમય થયાં સૃષ્ટિ સૃજાયલી છે, અને તેનો લગભગ અંત આવી જવો જોઇએ. કિન્તુ તેમ વિશ્વ વાટિકાએ વળતાં જણાતું નથી. એથી ઉલટું પ્રતિક્ષણે અધઃ પતન થતા, અનેક જીવોને જોઇ અનુકંપા પ્રકટાવતા; સાધુ પુરૂષોને વિલોકીએ છીએ. જો આમ છે તો પછી સુસ્પષ્ટ થાય છે કે, "**અત્યંત દુઃખની નિવૃત્તિ અને શાશ્વત સુખની પ્રાપ્તિ.**" ના, જેજે માર્ગો અધઃપતન દશાના પુરૂષો તરફથી યોજાયલા છે; તે વાસ્તવિકતા ભરેલા નથી.

સવિતાનારાયણનો ઉદય થવાથી, તિમિર સમૂહ એકદમ લુપ્તપ્રાય થઇ જાય છે, તેમ જ્યારે શાશ્વત સુખનો ઉદય થાય છે, ત્યારે દુઃખ માત્રનો ઉચ્છેદ–નિર્મૂળ થાય છે. શાશ્વત–નિત્ય–સુખ સૃષ્ટિ માંહેલા નશ્વર પ્રાણી પદાર્થમાં નથી; કિન્તુ અંતરાત્મામાં છે. જ્યારે મનુષ્ય પોતાના–નિજ–સ્વરૂપમાં વૃત્તિ વાળે છે; ત્યારેજ તે સુખ–આનંદ મેળવી શકે છે. જ્યાં કેવળ આનંદની લહરીઓ હોય, ત્યાં વિચાર કરો કે, દુઃખની દુર્ગંધી ક્યાંથી હોય !

નિજાનંદનું સુખ માણવા, સ્વરૂપાનુસંધાન થવાના અનેક માર્ગો, આપણા પ્રાચીન અને અર્વાચીન ઋષિ મુનિઓ, સ્વરચિત ગ્રન્થોમાં, અનેક સ્થળે અનેક યુક્તિ પુરઃસહ વિવેચન કરી ગયા છે-અને કરે છે. જન સમૂહ જેમ જેમ બુદ્ધિબળમાં પશ્ચાત પડતો ગયો; તેમ તેમ શ્રી કૃષ્ણચંદ્રજીની ઉક્તિ-"धर्म संस्थापनार्थाय." ને અનુસાર ઈશ્વરાવતાર ધારી, સાંકેતિક તનુંમંદિરો પ્રકટ થતાં ગયાં. અને એઓશ્રી તરફથી જેમ અને તેમ સરળ અને સયુક્તિક માર્ગદર્શક ગદ્ય-પદ્યો; જન સમાજના કલ્યાણાર્થે પ્રકટ કરવામાં આવ્યાં છે-આવે છે. તે પૈકીની આ એક "શાશ્વત સુખ પથ બોધનિ" શ્રી ઇષ્ટ પ્રેરણાનુંસાર જનસમાજને સાદર કરવામાં આવે છે.

જન સમૂહના ભાતિ જીવનની ઉન્નતિ નિમિત્ત, જે મંગળ મૂર્તિ, કહો કે દીવ્ય મૂર્તિ તરફથી આ સયોજના કરવામાં આવી છે; તે દીવ્ય મૂર્તિના દર્શનની વાચક વૃન્દને સ્વાભાવિક ઉત્કંઠા ઉદ્‌ભવે, એ સાહજિક હોવાથી, એજ તનુંમંદિરની પૂજ્ય પ્રતિક આ સાથે મૂકવામાં આવી છે. અને તેથીજ તેઓશ્રીની જીવનચર્યા, અતિ સંક્ષિપ્તમાં અત્રે ટાંગીશું તો અસ્થાને નહીં ગણાય.

આપણે જે દીવ્ય મૂર્તિને આભારી છીએ, તે મંગળ મૂર્તિનો ગુજરાતની પ્રાચીન રાજ્યધાની, પાટણ નગરીમાં સંવત

૧૯૦૯ ના શ્રાવણ શુકલપક્ષ ૭ ના દિવસે, ઝારોળા બ્રાહ્મણને ત્યાં એક પવિત્ર માતાએ જન્મ આપ્યો. સપ્ત શરદ વિતતાં ઉપનયન સંસ્કાર થયા બાદ, દેશકાલાનુસાર બ્રાહ્મણ ધર્મને અત્યુપયોગી, બ્રહ્મચર્યાશ્રમનું અથેતિ પાલન કર્યા પછી, ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કીધો. ગૃહસ્થાશ્રમનું જળ કમળવત્ પરિપાલન કરતાં; એકાએક પૂર્વ કર્માનુસાર સંપૂર્ણ થયો. એટલે ૪૪ વર્ષની ઉમ્મરે ગૃહસ્થાશ્રમને તિલાંજલી આપી બ્રહ્મોપાસનાની મહાન દીક્ષા ધારણ કરી. ત્યારબાદ સ્વાનુભવનું દૃઢીકરણ થવા સારૂ, આર્યાવર્ત્તનાં પ્રત્યેક પવિત્ર સ્થળો તિર્થો, ગિરીઓ અને કંદરાઓમાં રમણ કરી, અત્યારે પુરાણા અણહિલપુરપાટણના નિર્જન પ્રદેશમાં સ્વરૂપાનંદનો આસ્વાદ લેતા વિચરે છે.

આ " શાશ્વત સુખ પથ બોધનિ " ના યોજકનો ઈરાદો વિશ્વમાં વિચરી સત્કીર્તિ સંપાદન કરવાનો નહીં હોવાથી, પ્રાચીન રાગ--રાગણીમાં પદોની યોજના કરી છે: કિન્તુ તેની અંદર મનુષ્યના ભાવિ જીવનની ઉન્નતિના અવરોધ રૂપ મળ, વિક્ષેપ અને આવરણના મહા બલાઢય બખ્તરનો પરિહાર કરવાર્થે; કર્મ, ઉપાસન અને જ્ઞાન અથવા ભક્તિ, ઉપાસના અને જ્ઞાનને ભિન્ન ભિન્ન રીતિથી; પ્રતિપાદન કરવામાં આવેલછે, અને સૂક્ષ્મ દૃષ્ટિથી વિલોકતાં, પદની રચના, તેનું અર્થગાંભિર્ય અને પવિત્ર પરા પ્રદેશથી સરેલા સ્રોતનો અનેરો આનંદ; સ્વાસ્થ્ય વાચક વર્ગને સહજ પ્રાપ્ત થયા વગર રહેશે નહીં.

આ પુસ્તક પ્રકટ કરવાનું કામ, પ્રકાશક તરફથી મ્હને સુપ્રત થએલું; જેથી મ્હેં મ્હારા પરાધીન ધંધામાંથી યોગ્ય સમય લઈ યથામતિ બજાવ્યું છે; તદ્દપિ મનુષ્યબુદ્ધિથી થતું કાર્ય કેટલેક અંશે ખામીવાળુ થઇ જાય છે, એ ન્યાયને અનુસરી વાચકવૃન્દ રહી ગએલી ચૂક તરફ સુધારકની નજરથી જોઇ, મ્હને ક્ષમારૂપી દાન દેશે. આ પુસ્તકની ફેર કૉપી કરતાં તેમજ પ્રુફશીટ તપાસવામાં પરમ ભગવતિ શ્રીમતિ ચંચળ બ્હેને જે પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપ્યો છે તે માટે તેમનો અત્ર અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

પુસ્તકના પ્રકાશક શ્રીયુત વાડીલાલ હરગોવિન્દાસ શેઠ જ્ઞાતે વિશા ઝારોળા વણિક એમણે પોતાનાં ગં. સ્વ. માતુશ્રી જીવકોરબા તથા પરમ સાધ્વી ભગિનિ શ્રીમતિ કિલાવતિ બ્હેનની આત્મશાન્તિના અર્થે જે આ પારમાર્થિક કાર્ય સ્વીકાર્યું છે તે ખરેખર અત્યુત્તમ અને પ્રસંશનિય છે અને તે માટે તેમને સાત્વિક ધન્યવાદ ઘટે છે. વિશ્વ વ્યવસ્થાપક વિશ્વંભર તેમના આંતર મનમાં આવા પ્રકારના પરોપકારી ભાવોનું ભાન સદોદિત સ્ફુરાવો; એજ અંતિમ પ્રાર્થના સહ લેખિનિ અત્ર વિરમે છે.

ભાદ્ર શુક્લપક્ષ ઋષિ પંચમી.
શનિવાર.

ભૂલની ક્ષમા યાંનાર—સેવક
**મણિલાલ છગનલાલ વ્યાસ**
શિક્ષક—પ્રેક્ટિસિંગ સ્કૂલ નં. ૩
**પાટણ.**



ॐ श्री.

श्री सद्‌गुरु परमात्मने नमः

# त्रिकम तत्व विलास.



मंगळम्.

यो देवोऽग्नौ योऽप्सु यो विश्वं भुवनमाविवेश ।
य ओषधीषु यो वनस्पतिषु तस्मै देवाय नमो नमः॥

श्री श्वेताश्वतरोपनिषद्.

## मंगल मूर्तिनुं यशोगान.

**પદ ૧. ( બંસરી બજાઇ, એ લય. )**

ગજ વદન વિઘ્ન હરણ, દેવ મંગલકારી: (૨)
આનન્દ કન્દ જક્ત વંદન, જ્ઞાનવન્ત ભારી;
ગુણ નિધાન કૃપાવન્ત, સ્હાય કીજે સારી.—ગજ૦
નિગમ રૂપ ભૂવન ભૂપ, આશ છે તમારી;
કરો દયા દયાનિધાન, વિનતિ સુણી મારી.—ગજ૦

ગ્રન્થારમ્ભે સ્મરણુ કરૂં, પુરણુ પ્રેમ ધારી;
લંબોદર સિદ્ધિકાન્ત, સર્વ કષ્ટ હારી.—ગજ૦
જ્ઞાનકો ખૂલે કપાટ, બુદ્ધિ દો સુધારી;
ત્રિકમની પુરો આશ, કહત હું પુકારી.—ગજ૦

——o——

## श्री शंकर स्तवन.

### પદ ૨. ( રાગ પંચમ. )

વિનતડિ તો સુણુજોરે, શિવ ભોળા નાથજી....રે
મ્હેર કરો, મૃત્યુંજય મહાદેવ.—વિનતડિ૦
શરણુ તમારીરે, શિવ હું તો આવીઓ....રે.
રાખો હવે, શરણુ ચરણુની પાસ.---વિનતડિ૦
દીન તો જાણીનેરે, દેવ દયા કીજીએ....રે.
કર ગ્રહી દીજે, અભયપદ વાસ.---વિનતડિ૦
કઠણુ વેળામાંરે, આપનો છે આશરો....રે.
પૂરી તમે, અનંત સેવકની આશ.—વિનતડિ૦
સંસારીડો સઘળોરે, વિષની છે વેલડી....રે;
તેમાં તમે, અમૃતરૂપી અવાસ.—વિનતડિ૦
ભવ ભટકણુથીરે, ભોળા શંભુ તારજો....રે:
સાચો મને, આપ તણો વિશ્વાસ.---વિનતડિ૦
હું તો બહુ અપરાધીરે, તો પણુ તમારડો....રે;
અશરણુ શરણુ, તમે અવિનાશ.—વિનતડિ૦

આજને અવસરીએરે, આવી રક્ષા કરો....રે;
તારો તમે, જાણી પોતાનો દાસ.—વિનતડિ૦
ત્રિકમ તમારોરે, મેટયો હવે નહીં મટે....રે;
માટે આપો, નિર્ગુણ પદમાં વાસ.—વિનતડિ૦



## वास्तविक दीपोत्सवी क्यां रहेली छे ?

### પદ ૩. ( કાફી દીપચંદી. )

ૐકારે વસે દીપવાળી, રહી ભગવત્રૂપને ભાળી—ૐકારે૦
ગાયત્રી છે જગત જનેતા, સરસ્વતિએ શબ્દ સરિતા;
દેછે ભસ્મ કરમને બાળી.—ૐકારે૦
બાળા રૂપે છે બુદ્ધિની દાતા. શાન્તિ રૂપે કરે સુખ શાતા;
રામા રૂપે કરે રખવાળી.—ૐકારે૦
શક્તિરૂપે સરવ ઘટજ્ઞાતા, માયારૂપે સર્વની છે માતા:
કાળીરૂપે કરે કોટવાળી.—ૐકારે૦
તુષ્ટિરૂપે ત્રિભુવન ત્રાતા, જેના જશ સૌ જન મળી ગાતા:
રહે આઠે પહોરે અજવાળી.—ૐકારે૦
વસે વિશ્વરૂપે જ્યાં વિધાતા, આવી વિષ્ણું ત્યાં મોરલી વાતા:
ભાસે ભગવતિ બહુ ભાગ્યશાળી.—ૐકારે૦
મૂળ માયા છે પરમ મુદિતા, જેથી થયાં શાસ્ત્રને ગીતા;
બાવન અક્ષરમાં બળવાળી.—ૐકા૦

પરમેશ્વરી પરમ પુનીતા, જ્ઞાનેશ્વરી જ્ઞાન અધિતા;
દાતારૂપે વસે છે દયાળી—ૐકારે૦
તુરીયારૂપે દીસે વિભુ તત્વા, મોટા મુનિવર ભજે નિત× નત્વા;
ત્રૂઠી ત્રિકમને ગુણશાલી.—ૐકારે૦

---

## श्री सद्गुरुज सर्व सुखोना राशी छे.

## પદ ૪ ( ધુમારની રાહ. )

ગુરૂ અવિનાશી, અવિનાશી; તમે પૂરણ પદના વાસી. હે—ગુરૂ૦
આપ ચરણમાં રહ્યાં સૌ તિરથ, ગંગા યમુના કાશી. હે—ગુરૂ૦
પૂરણ બ્રહ્મ પ્રકાશ નિરંતર, અનુભવરૂપ ઉજાશી. હે—ગુરૂ૦
સચરાચરમાં આપ સદોદિત, વિશ્વ સર્વને વિકાશી. હે—ગુરૂ૦
વર્ણન કોણ કરી શકે મહિમા, અકલિત નિત્ય સુભાષિ. હે—ગુરૂ૦
નિજ જનને તો કરોછો નિજમય, નિર્ભય પદના નિવાશી. હે—ગુરૂ૦
તત્વ વિચારતણા છો દાતા, આતમ જ્ઞાન પ્રકાશી. હે—ગુરૂ૦
સેવે તેને કરોછો સુખમય, છોડી ભવની ફાંસી. હે—ગુરૂ૦
પાહિ પાહિ પરકામ દયાનિધિ, હૃદય કમળના +ઉદાશી. હે—ગુરૂ૦
શરણ ગ્રહો ત્રિકમને આવી, મેટો લક્ષ ચોરાશી. હે—ગુરૂ૦

---

× નમસ્કાર. + હર્ષશોક રહિત.

# श्री इष्ट प्रति निर्दोष थवा अभ्यर्थना.

## પદ ૫ ( દેશી, કબીરદાસજીના મંગળની. )

પ્રભુ હું તો પાપી પાખંડી, પ્રૌઢ ધીરતા તો નવ રહી ધરમની.
અધિકો કીધો અનાચાર, કુથલી કીધી કરમની;
લોપી મેં તો વેદ શાસ્ત્રની, વાટ આડો મારગ આદર્યો.
તજી મેં કુળ મરયાદ, સીધે મારગ નવ સર્યો:
કીધી મેં તો કૂડ કપટની, ઝપટ લોભ લાલચ થકી.
ભરીઓ ભુંડાઇનો ભાર, ભુંડું જગમાં બકી.
મોહ માયા તણે વશ થઇને, કુકર્મ કીધાં બહુ;
તેનો ગણાતાં ન આવે પાર, સાચું છે તે કહું.
પ્રભુ દયા કરોને દયાળ, કિંકરને આ કાળમાં;
નહિતો પડું ભવ ફંદે, ચોરાશીની જાળમાં.
તુંમ વિણ કોણ ઉગારણ, હાર દીનબન્ધુ હરી;
લજ્જા રાખો આણીવાર, સૂરતા સેવક પર કરી.
મ્હારે માત તાત ને ભ્રાત, કુટુંબ કેશવ તમે;
બીજા કહેવાના કરોડ, :તે હૃદયે નવ ગમે.
હરિ અંતરયામી અવિનાશી, હૃદયમાં રહેજો સદા;
ત્રિકમને તેડો પાસ, મટાડો ભવ આપદા.

---

## साधके जीवन केवुं गाळवुं.

### પદ ૬. ( બિગરી કોણ સુધારે—એ લય. )

મન વશ કરવું ને ઉધરવું, ભવ સાગરને તરવુંરે;
એ વિણ કામ નથી આ જગમાં, સંત સમાગમે સરવુંરે—મન૦
માયા ત્યાં માધવ નવ દીસે, ફોકટ ફંદે ફરવુંરે:
ધારો ધીરતા નિત્ય હૃદયમાં, ધ્યાન ધણીનું ધરવુંરે.—મન૦
પરાપાર પરમેશ્વર પોતે, વિશ્વ પતિને વરવુંરે;
જન્મ મરણની મટે આપદા, સ્થિર ઠેકાણે ઠરવુંરે—મન૦
કહે ત્રિકમ સદ્દગુરૂ પ્રતાપે, પૂરણમાં પરવરવુંરે;
આદ્ય પુરૂષનો મળે આશરો, કાંઇ રહે નહીં કરવુંરે—મન૦

—o—

## मिथ्या प्रपंचथी दूर रहेवा जीवने सदुपदेश.

### પદ ૭. ( રાગ ઉપરનો. )

શું ભૂલે જગ રચના દેખી, તેમાં વળે નહીં ત્હારૂંરે;
જે દીસે તે જરૂર જવાનું, શીદને કહી રહ્યો મ્હારૂંરે—શું૦
વીતે અવસર વગર કારણે, અંતે થશે અંધારૂંરે;
આંખ ઉઘાડી જોને જીવડા, નજરનું કરીને ન્યારૂંરે.—શું૦
તુંજ ઘટમાં પ્રભુ વસે નિરંતર, શોધે નહીં શા સારૂંરે;
તજ મદ મોહ વિકાર કલ્પના, કરીને પ્રભુ પદ પ્યારૂંરે—શું૦
ત્રિકમ નિતપ્રતિ નિજ હરિ જપતાં, મટશે નર્ક નઠારૂંરે;
મળશે સુખ શાન્તિની સીમા, પળશે દુઃખ પરભાર્યુંરે—શું૦

—o—

## भक्ति हीननुं जीवन केवुं नकामुं छे ?

### પદ ૮. ( ધનાશ્રી. )

ભજન વિના નર ભટકત જગ ભારી,
માયા મોહકી બાત બિચારી. ટેક.
સુત વનિતા ઓર ધરા ધામમેં, પ્રીતકી રીત પ્રસારી;
મસ્ત ભયો તૃષ્ણા જલ ભીતર, ગ્રહી કરમનકી કટારી.—ભ૦
પાપકી પોઠ ધરી શીર ઉપર, સ્વારથ સંગ સ્વીકારી;
અંધ હોય કે ફીરે બાવરો, અધરમ કરત અનારી.—ભજન૦
આયુષ્ય વ્યતિત ભયો એહી બિધિસેં, ન ભજે મુકુંદ મોરારી;
ત્રિકમ કોન ઉગારે ઉનકો, અંત ગયો સબ હારી.—ભજન.

---

## स्वरूपानुसंधान कालना स्पष्टोद्गार.

### પદ ૯. ( રાગ ઉપરનો. )

નિજ પદ ખેલે સંત સોહાગી;
જાગી મનકી મમતા ભાગી.—નિજ૦
નિશી વાસર ઝુલે તુરીયા પદ, તનકી તૃષ્ણા ત્યાગી;
કરમ ધરમકા ભરમ મીટાકે, શીવ પદમેં રહે જાગી.—નિજ૦
તાપ કલેશ ન વ્યાપે કબહુ, શાન્તિમેં ચિત અનુરાગી;
માયા મોહ ન દીસે રંચક, વૃત્તિ વિરાગમેં લાગી.—નિજ૦

સબ ઘટ પૂરણ નાથ એક દર્ષે, ગોલી જ્ઞાનકી વાગી;
ત્રિકમ સદ્‌ગુરૂ કૃપા કરી જબ, મુક્ત ભૂવન લીયો માગી.–નિજ૦

---

## वर्त्तन केवुं जोइए?

### પદ ૧૦. ( રાગ ઉપરનો. )

ભજો હરિ ભવ ભય ભંજન હારી,
તજો સહુ માયા મોહ વિકારી. ટેક.
કીટ પતંગ સરવમાં પેખો, માંહી રમે છે મોરારી;
પિંડ બ્રહ્માંડ રહ્યો પરિ પૂરણ, ખેલ રચીને ખેલારી.–ભજો૦
નાથ વિના દુજો નજરે ન દીસે, જાણી લો જ્ઞાન વિચારી:
માયા રંગ સહુ મોહન કેરા, કરી રમત વિધ ચારી.–ભજો૦
"મન તણી માયા છે દુઃખમય, પ્રભુની માયા સુખકારી;"
થઇ નિરમાન રહો નિરમળ જ્યાં, પ્રેમના પંથ પ્રસારી.–ભજો૦
કહે ત્રિકમ સત્ ચિત્ આનંદે, તૃષ્ણા ટકાવો તમારી:
કરવું કાંઇ રહે નહીં એમાં, રહો નિર્ભયમાં નિહારી.–ભજો.

---

## स्वरुप सुख कथनमां नथी किन्तु क्रियामां छे.

### પદ ૧૧ ( બિગરી કોણ સુધારે–એ લય. )

આત્મ જ્ઞાન થયા વિણ નહિ કદી, સમટે ઘોર અંધારૂં રે; ટેક.
યજ્ઞ કરે બહુ દાન કરે વળી, તિર્થ ફરે ઘર બહારૂં રે;

ઝોળી ગ્રહી કદી ભિક્ષા માગે, પણ અનુભવ પદ ન્યારૂં રે—આત્મ૦
અંગે વિભુત તિલક માળા ધરી, સ્વરૂપ બનાવે સારૂં રે;
ભાવ વિના ભગવત્ નહીં ભેટે, માન્ય કહ્યું તું મ્હારૂં રે.—આત્મ૦
વેદ ભણે પુરાણ ભણે વળી, શાસ્ત્ર ભણે બહુ સારૂં રે;
સત્ ચિત્ આનંદ **એક** ભણ્યા વિના, સર્વ સમાજ નકારૂં રે--આત્મ૦
સોહં શબ્દે સાર ગ્રહીને પદ પેખો પરભાર્યું રે;
અનુભવથી અવિનાશી મળશે, રીઝશે મનડું **તમારૂં રે**.—આત્મ૦
પૂરણ પ્રેમવડે એ પામો, જો જગ કરશો ખારૂં રે;
તો નિશ્ચે નિર્મળ ધન મળશે, ઠાલા વળશે ઠગારૂં રે—આત્મ૦
કહે ત્રિકમ અનુભવની રીતે, સાચી વાત સ્વીકારૂં રે,
વાતો કરે રીઝે નહીં વિષ્ણું, પ્રેમથી મળશે પ્યારૂં રે —આત્મ૦

---

## आतम दर्शन सिवाय अन्य निष्फळ छे

### પદ ૧૨ ( રાગ ઉપરનો )

તું તુજને જ્યારે જોઇશ જીવડા, ભ્રાન્તિ ટળે એક પલમાંરે;
તે વિણ ખબર પડે નહીં ખાસી, મિથ્યા માયા જગમાંરે—તું૦
મેલ પડયો પ્રપંચ સર્વ આ, વળને સુમાર્ગ સબળમાંરે;
જોયા તણી જુક્તિ બહુ રૂડી, ભૂલ્યા જનો સંગ ભળ્યમાંરે—તું
પોથી સૂણે કોઇ પાર ન પહોંચે, છે વસ્તુ પ્રેમલમાંરે;
વિશ્વપતિ વસે આંતર બાહેર, દિસે ન ચિત્ત ચપલમાંરે.—તું૦

ઝગડા કરે જગદીશ ન રીઝે, રીઝે નહિ બહુ બળમાંરે;
નિર્મળને રીઝે નારાયણ, રમે હ્રદયના કમળમાંરે.—તુ૦
એક **અખંડ** અનામય પૂરણ, ભાસે ભક્તિના ફળમાંરે;
વ્યાપી રહ્યો વિશ્વંભર સઘળે, સચરાચર એ સકળમાંરે—તુ૦
અવર નથી એના વિણ બીજો, રાય કે રંક અબળમાંરે;
ત્રિકમ વાત કહે સમજણની, નથી કહ્યું કાંઈ છળમાંરે.—તુ૦

---

## परमात्माने क्यां शोधवा?

## પદ ૧૩ ( રાગ કાલીંગડો. )

પ્રભુ રામ રમે નિજ પદમાં, નવ દિસે એ માયા મદમાં. ટેક.
જાણે તે માણે જગ જાહેર, હરિને અહરનિશ હ્રદમાં;
વગર સમજુતો કરે વગોણું, સમજે નહી સુદ વદમાં.—પ્રભુ૦
નિર્મળ નિજ પ્રકાશ નિરંતર, તે ક્યમ હોશે કદમાં;
સદા રહ્યો ભરપૂર વિશ્વંભર, જળ સ્થળ મેરી મરદમાં—પ્રભુ૦
અનહદ મોરલી વાજે સદોદિત, શોભી રહી છે શરદમાં;
ઉપમા કોણ કહી એ જાણે, જે રહે ગુરૂની ગરદમાં.—પ્રભુ૦
નિત્ય પ્રતિ નૌતમ રૂપ નિહાળે, હરખ ધરીને હ્રદમાં:
રહેજે સુખ સાગરમાં ઝીલી, મનડું ન માને નદમાં.—પ્રભુ૦
અનુભવ આનન્દ ઉપને ભાઈ, સૂરતા સમાવે સુહ્રદમાં;
કહે ત્રિકમ સદ્દગુરૂ પ્રતાપે, વાત રહી છે વરદમાં—પ્રભુ૦

---

 

## भक्त अने भगवत् केवा भावे रहे छे.

### પદ ૧૪. ( પ્રભાતની દેશી. )

ભગવદી જન ભગવતને વ્હાલા, જેમ સાકર પય સંગજી;
દીન દીન અધિકો પ્રેમ વધે જ્યાં, હોય જેમ સાગરે ગંગજી.
કહેવું સાંભળ્યું કોઈ ન જાણે, એ પ્રીતિનો પ્રસંગજી;
નિત પ્રતિ નૌત્તમ નેહ અધિકો, જેમ નિર ક્ષીર એક રંગજી.
ભગવદી ભક્તિ કરે અધિકી, દાસ તણો ગ્રહી ઢંગજી;
સદા સર્વદા પ્રભુ ચરણમાં, આશ તણો છે ઉમંગજી.
"જગ માયા દુઃખ દે ન જરા, પણ દે સુખ શાન્તિ સુસંગજી"
માટે જન સહુ થાઓ ભગવદી, મટશે ક્લેશ કુસંગજી.
"ભગવદ્રૂપ જગતને જાણો, છે સૌ ભગવત અંગજી;"
તો કારજ ન રહે કાંઇ કાચું, નિશ્ચે મળે નવ રંગજી.
કહે ત્રિકમ તન મનને રાખો, નિત પ્રતિ શ્રી હરિ સંગજી;
મનોરથ તો સૌ પૂરણ થાશે, અંતે મળે અસંગજી.

---o---

## दांभिक डंको केवा नादवाळो छे?

### પદ ૧૫. ( લાવણીની રાહમાં. )

જ્ઞાનિ થઇને જ્ઞાન બતાવે, દ્રવ્ય હર્યાનો શોધે લાગ;
મચ્યા રહે માયાની પાછળ, કેવો વિરાગને કેવો એ ત્યાગ.
વિના સ્વાર્થ સંગત નવ રાખે, પરોપકારે પ્રીતિ ન લેશ;
ડહાપણ તો દેશોમાં દાખે, રામ ભજનમાં રહે ન રેશ.

ભણ્યા ગણ્યા થંઇ ભારે ભાસે, ઠામ ઠામ કરી ઠીક દમામ;
જોયામાં યુકિત બહુ રૂડી, પણ અંતર પૈસાનું કામ.
ભોગ તજ્યા વિણ જોગજ કેવો, શું ? નવ સમજો શાણા લગાર;
કૃષ્ણ વચન પર ધરો ભરોંસો, ગીતા ગ્રંથ કહે વારંવાર.
નિર અભિમાન થયા વિણ કોઇને, આત્મ જ્ઞાન પણ ન સમજાય;
અટપટી છે અધ્યાતમ વિદ્યા, મોહ તજ્યાવિણ, વશ નવ થાય.
નિર વાસન મન જ્યારે થાશે, સઘળી માયા તજી તમામ;
હરિહર હાથ પકડશે ત્યારે, અગમ દેશમાં મળે વિરામ.
જ્ઞાન ગરીબી સદા ફકીરી, ન મળે કોઇને ખરચે દામ:
પ્રેમ ભક્તિ પરમારથ પંથે, રીઝે રમાપતિ રાઘવરામ.
તત્ત્વ વિચારે તન મન ટેકે, તો માયા નવ નડે લગાર:
ભાસે ભગવત્ રૂપ નિરંતર, તો ભવ સાગર ઉતરે પાર.
પોથી વાંચે પાર ન પહોંચે, છે વસ્તુ ગુરૂ ગમથી નેક;
સાર ગ્રહે +કુકશને ત્યાગે, હરિ મળવાનો એજ વિવેક.
ચતુરપણે થઇ ચિત્ત ડગાવે, લોભ મોહ ક્રોધે વશ થાય;
ધૂળ પડે ભણતરમાં સઘળે, જ્ઞાનિપણું ત્યાં શું સમજાય.
દંભપણું ગ્રહી દેહ પૂજાવે, પ્રભુ સમોવડ થઇને આપ;
મૂરખ જન સૌ માને તેને, મુખથી કહીને માને બાપ.
લોભી જનને ઠગે ધુતારા, એ શાણાની જુની વાત;
શિષ્યતણું ધન હરવા તત્પર, ગુરૂજન થઇ બેસે ભલી ભાત.

---

+સંસાર રૂપી કચરો.

મનગમતા થઇ મા'લે જગમાં, ન મળે સમજણ સાર વિવેક;
ગુન્હેગાર ઇશ્વરના થઇને, અન્તે પળે યમ લોકે છેક.
સાધન સાર વસ્તુ છે શિવપદ, હંસ પુરૂષની હકુમતમાં;
અગમપુરીમાં આપ બિરાજે, જ્ઞાનિ તણા વળી છે ઘટમાં.
સંશય રહે તો શોધ ન લાગે, નિર સંશયની છે નજરે;
ભાવાતિત ભક્તિ વશ ભારે, ખેલ કરે જેમ નિત નટરે.
જૂઠ સાચને જાણે સરવે, ચૌદ ભૂવનમાં એજ ચતુર;
સત્તા ચાલે સઘળે એની, પણ માયા રહે એથી દૂર.
નિર્મળ કહીને નિગમ વખાણે, છે પ્રિય વસ્તુ પૂરણ આપ;
જે સેવે તે જાણે તેને, મેટી જન્મ મરણનું પાપ.
મળવાથી મન રહે નિજ સંગે, જૂઠા જન ભારે ભરમાય;
સત્ય સંગ વિણ સાર જડે નહીં, નિરવાણી પદ નવ સમજાય.
છળબળ જૂઠ કપટ ત્યાં રહે નહીં, માયા કાર્ય પણ સૌ અલપાય;
એક અખંડ અનામય પૂરણ, સર્વ વસ્તુમાં એજ મનાય.
મિથ્યા વાદ કરે મૂરખ જન, ભ્રાન્તિ જ્ઞાનથી બહુ ભરમાય;
જગ સર્વેનું એ છે જીવન, પ્રેમ વિના એ નવ પરખાય.
ઐાઠા જન પાખંડ કરીને, જગ ભરમાવ્યું જોડાજોડ;
સેવક કહીને સાર બતાવે, પણ ધન હરવાની બહુ ખોડ.
ગુણ હીણા ગુરૂજન થઈ બેસે, કૃત્ય વિચારે કૂડાં આપ;
મોહ પમાડે મૂરખ જનને, છબીલો થઇને પાડે છાપ.
મ્હોટપમાં મસ્તાન બનીને, દુનિયામાં કરે ડામાડોળ;
પણ એમાં સાચું નવ દીસે, મૂરખ માને રંગની રોળ.

પંચ વિષયમાં બને બાવરા, અંત લગી નવ છોડે સંગ:
વૈષ્ણવ જન થઇ કરે વગોણું. અકલ વિનાના એ અડબંગ.
ખરી વસ્તુ નથી ખેલ કર્યાથી, નાશ વસ્તુથી નવ સમજાય;
ગુરૂગમ વસ્તુ મળે જ્ઞાનથી, ડાચાં કૂટે એ નવ દેખાય.
અંતર મેલ ભર્યો છે ભારી, ખાલી કર્યા વિણ ખબર ન હોય;
ભૂમંડળમાં રમે રામજી, જાણે તે માણે જન કોઇ.
નિરવધી સુખ નહીં જ્યાં સીમા, ભારે કર્મનો ભેદ મટે;
ગુણવંતો ગુણ સર્વ તજીને, રણુંકાર કરી આપ રટે.
પૂણ્ય પાપ પરશે નહીં પોતે, નિરાભાસ પણ છે વળી આપ:
અચલ થાય તે જાણે આપને, વેદ વખાણે કહીને અમાપ.
સાચું મળે તો શુદ્ધ બુદ્ધ વિસરે, જૂઠ મળે તો વધે જંજાળ;
સાચ જૂઠને જે મન જાણે, તે મન જીતે કાળ કરાળ.
સુન્ય ગ્રહયા વિણ સુઝે ન મારગ, વાણી વૈખરી વાત વિચાર.
" લક્ષવડે સૌ લખો હૃદયમાં, તત્વમસિનું તેજ અપાર. "
પરાપાર પરમેશ્વર પોતે, શૂન્ય મંડળમાં સાચો દેવ:
આરાધન સૌ કરીએ એનું, બંધ મોક્ષનો મટે હમેવ.
સાચી વાત કહી સમજણની, વાણી વિનોદ તણોજ વિલાસ;
ઉત્તમ જન આદરશે એને, મૂરખને નવ લાગે પાસ.
ત્રિકમ સવક સદગુરૂ કેરો, સંત સર્વનો છે વળી દાસ;
ગુરૂ પ્રતાપે ગાઈ બતાવ્યું, ભક્તિ જ્ઞાનનો એ છે ભાસ.

---

# हरिरस अथवा जीवन प्रकाश.

## પદ ૧૯ ( ધોળની લયમાં. )

સંતો સાચી શીખામણ સાંભળો.
રાખી રૂદીઆમાં ધારણ ધીર, હેતે હરીરસ અમૃત પીજીએ;
ગાઇએ નિતપ્રતિ ગુણ ગોવિન્દ, મ્હોટું દુઃખ છે ત્રિવિધિના તાપનું,
તેને મટવાનો ધરોને ઉમંગ.—હેતે૦
દીસે માયાના રંગ સોહામણા, પણ એ સંગ ન આવે કોઇ;
મિથ્યા મોહ વશ થઇ મરે મૂર્ખા, જેમ પતંગ દીપકને જોઇ.–હેતે૦
મદ મત્સર ને અહંકારથી, કૂડાં કૃત્ય કરી મલકાય;
રાજા જમનો ઝપાટો જબરો ઘણો, તે નવ છોડે રંકકે રાય.–હેતે૦
જૂઠ કપટ ન કોઈપર કીજીએ, જગમાં જૂઠ વડે જશ જાય;
માટે ચેતી લે પામર પ્રાણીઆ, નહિતો ફરતી ફજેતી થાય.–હેતે૦
સત્ સંગત સમજી નિત્યે કરો, હરિ ભજીન્યો કરીને સુસંગ;
પ્રીતિ પૂર્ણવડે પરિબ્રહ્મને, રામ કૃષ્ણ ભજનમાં રંગ.—હેતે૦
દયા ક્ષમા ને શીલ સંતોષથી, વર્તો વર્ત્તન વારંવાર;
શાન્તિ વૃત્તિ ને સત્ય વિચારમાં, સદ્દભાવ ને શુદ્ધ વહેવાર.–હેતે૦
દયા હિન થકી જઈ દૂર વસો, કર ગ્રહીને ઉભા જ્યાં કુઠાર;
ઘણા દુષ્ટો એવા નર દેખીને, દૂર વસવું તજી ઘરબાર.—હેતે૦
સાચા તિરથમાં એક શ્રીહરિ, બીજાં ભૂલવણીના ભંડાર;
માટે તન મનથી તજો તેહને, આડાં આવે ન વારંવાર.—હેતે૦

વેશ ધારી વધ્યા કળી કાળમાં, ગેરૂ ગંડા ને તિલક માળ;
તેમાં શોધો તો શુદ્ર બહુ સાંપડે, દ્રવ્ય હરવાની એ સૌ ધમાલ.-હેતે૦
હરિજન તો રહે હરિ આશરે, નિર્મળ જ્ઞાન વડે નિર્માન;
તેની સંગત કરજો સુલક્ષણા, આવે તેનાથી આતમ જ્ઞાન.-હેતે૦
નિત્ય રામ રસાયણ પીજીએ, કરી કૃષ્ણ કથા કિરતન;
સાચા ભગવતિ જન ભેળાં રહી, રૂડુ નિર્મળ કરજો મન.—હેતે૦
નાના વિધ તણાં મત જકતમાં, પણ સૌ કહે છે કરોને ભજન;
માટે સાર વસ્તુ એક શ્રીહરિ, તમે જુઓને ખોલી લોચન.-હેતે૦
જગમાં ગુરૂ થવા ઘણા જન ફરે, શિષ્ય શોધીને કરે નિર્ધન:
તોય ભોગની તૃષ્ણા મટે નહીં, દ્રવ્ય ભેળું કર્યામાં મન.—હેતે૦
દુષ્ટ વૃત્તિમાં વધે બહુ કામના, કૂડાં કૃત્ય વિચારે ચિત્ત:
ભૂંડા જન ભગવતથી ડરે નહિ, ભોળા જનનું હરીલે વિત્ત.-હેતે૦
મત મતના મતાંતર જુજવા, શિર કુટયાનો દીસે સવાદ;
ખરી વસ્તુને કોઇ ખોળે નહિ, એક બીજાને મૂકે અપવાદ.-હેતે૦
જન જૂઠાએ જગ ભરમાવીયું, વેદ માર્ગને દીધી વાડ:
પછી મનમતે પૂજે બહુ દેવને, ધર્મ ઉપર મચાવી ધાડ.—હેતે૦
નીતિ માર્ગને નાંખે બહુ વેગળો, કરે અનીતિને કહે છે સુધર્મ;
એવા જનને તે હરિહર કેમ મળે, અંતે માઠો થવાનો મર્મ-હેતે૦
પરમ પુરૂષ પરિબ્રહ્મ દેવથી, સર્વ સૃષ્ટિનો દીસે સમાજ:
એ વિણુ અવર ન કોઈ દેવી દેવતા, પ્રભુ સઘળાનો છે શિરતાજ-હેતે૦

નાના રૂપ ધર્યાં બહુ જક્તમાં, તેમાં હરિ વિના દીસે ન કાંઇ;
કીટ, પતંગ ને બ્રહ્મા પર્યંતમાં, ચૌદ લોકમાં ફરી વળો જોઇ.–હેતે૦
“ લક્ષ ચોરાશી જીવ યોનિ જક્તમાં, તેમાં છે પ્રભુનું પ્રતિબિંબ; ”
કર્મ, ધર્મથી ભાસે વિધવિધના, આંબા આંબલી ને જેમ લીંબ–હેતે૦
વૃક્ષ પૃથ્વિતણું જળ સહુ પીએ, તેમાં જુજવો છે ઘણો સ્વાદ;
તેવી કર્મતણી ગત અવનવી, ફળ પ્રકૃતિ તણો અપવાદ.—હેતે૦
ત્રિગુણી માયા વર્તે ત્ર્યૈ લોકમાં, સ્વર્ગ મૃત્યુ અને પાતાલ;
તેમાં રાજ્ય કરે મન મહાબલી, પે'રી માયાની મોટી વરમાળ.–હેતે૦
જીવ શિવનું ફરે બની જોડલું, ચારે ખાણીમાં થઇને ચતુર;
તેમાં, જીવ રહે અજ્ઞાનમાં, માયા રંગનો થઇને મજુર.—હેતે૦
જીવ કર્મ તણાં ફળ ભોગવે, જન્મ ધરીને વારંવાર:
તોય છૂટયાનો છેડો મળે નહિ, જન્મ મરણનો ના આવે પાર.–હેતે૦
શિવ છે સાથે પણ રહે ઉદાસમાં, જીવ પાસે ભોગવાવે કર્મ:
તેમાં શિક્ષા કિધામાં શર્માય નહિ, તેચા સાચો છે શિવનો
એ ધર્મ.—હેતે૦
માટે જન્મ ઉત્તમ આવ્યો મનુષ્યનો, એ છે મુક્તિતણું એક દ્વાર:
મળ્યો અવસર તો નહિ ચુકવું, ભજવા ભગવત ઉતરવું પાર.–હેતે૦
પ્રભુ પરમ કૃપાળુ દયાળ છે, હરિ નોંધારાના આધાર;
દીન, બન્ધુ દયાનિધિ દેવને, તનમન સોંપીને થાજો તૈયાર.–હેતે૦
સંગે શીલ સંતોષને રાખજો, દયા શાન્તિને લેજો સંગાત;
ક્ષમા, આર્જવને વળી નમ્રતા, મૈત્રી મુદીતા કરૂણા સાક્ષાત.–હેતે૦

શમ દમાદિ સાધન સંતનાં, તે સૌ પ્રભુ કૃપાએ સધાય;
તેની ચિન્તા ન કરશો ચિત્તમાં, હરિભજન વડે સ્થિર થાય.—હેત૦
"મહા મંગળ નામ મોરારનું, તેનું ધરજો હૃદિયામાં ધ્યાન;"
"ઐક્ય ભાવે વૃત્તિ એક રૂપમાં, રામ કૃષ્ણનું છે એમાં જ્ઞાન.—હેત૦
"તત્ત્વમસિના તેજ પ્રતાપનું, ગુરૂવી ગાયત્રિનું વળી ભાન;"
નિરખો, નિરક્ષીરના ન્યાયથી, થાશે જગત માયાનું હાન.—હેત૦
વર્ણાશ્રમ તણા ધર્મ પાળવા, તેમાં કાંઈ ન લાગે કલંક;
સદ્‌, બુદ્ધિ થાશે વળી સહજમાં, રાજ સરીખો દીસે જેમાં રંગ.—હેત૦
સર્વ કર્મ સમર્પો હરિ ચરણમાં, તે છે પરમ ઉપકારને કાજ;
તેથી તજવા નહિ વળી તેહને, જેથી રીઝશે રામ મહારાજ.—હેત૦
પંચ વિષય જગતમાં મહાબળી, શબ્દ સ્પર્શ રૂપ ને રસ ગંધ;
તેના, ફંદમાં જે કોઇ જઇ ફસે, તેથી કદી ન થવાય નિર્દ્વંદ.—હેત૦
પ્રભુ ચરણમાં ચિત્ત વૃત્તિ ગાળવી, મટવા કોટી જનમના કલેશ;
ભય, ભંજન ભગવત ચરણમાં, મળશે મુક્ત પદારથ દેશ.—હેત૦
કહે ત્રિકમ અનુભવ એટલો, વર્તે વર્તન જે નરનાર;
મટશે, લક્ષ ચોરાશીની આપદા, મળશે જીવન જગદાધાર.—હેત૦

---

## જ્ઞાન વિષે.

### પદ ૧૯. છપ્પા.

આરાધ્યા અવિનાશ, શીખ સદ્‌ગુરૂએ દીધી;
મનના ટળ્યા વિકાર, બુદ્ધિ અમૃતની પીધી.

મટયા મોહ ને માન, સાન સમજણમાં લીધી;
જક્ત ભાવના સર્વ સમાણી, સઘળી સીધી.
વર્ણાશ્રમ કુલ ગોત્રનો, ભૂલાણો વે'વાર;
નામ નિશાની ના મળે, જ્યાં શુદ્ધ બ્રહ્મ વિચાર.

---

આદિ પુરૂષ અદ્વૈત, અખંડાનંદ બિરાજે;
પૂરણ જ્યોત પ્રકાશ, જ્ઞાનમુક્તા કર છાજે.
કેવળ અનુભવરૂપ, શાન્તિનો સાગર ભળીઓ;
કરે હંસ વિશ્રામ, સ્થિર ઠેકાણે ઠરીઓ.
પાળો પાણીમાં મળે, મળે ક્ષીરમાં ક્ષીર;
વૃત્તિ વિના વખણાય જ્યાં, ત્રિકમ ઘર ત્યાં ધીર.

---

## भक्ति पोषण.

### છપ્પો.

શ્રી ગુરૂ ચરણ પ્રતાપે, ભક્તિરસ ભાવે ભાખું;
હરિ ગુણ અમૃત સાર, પ્રેમથી પૂરણ ચાખું.
નિર્મળ હોય મુજ મન, રામ હૃદીઆમાં રાખું;
મળે જ્ઞાન વૈરાગ્ય, દૂર ભવ સંકટ નાખું.
કૃપા હોય કેશવતણી, વળી પૂર્વનું પૂણ્ય;
આ ભવમાં અનુભવ વડે, કશી રહે નહિ ન્યૂન.

---

# स्वतरणार्थे विश्वेश्वरप्रति नम्र विज्ञप्ति.

## પદ ૧૮ ( રાગ ચોપાઇ. )

હરિ ૐકાર અનામય જેહ, ત્રિગુણાતિત નિરામય તેહ;
સદા સુખ સાગર બ્રહ્મ અખંડ, તેની તો શક્તિ બહુ છે પ્રચંડ.
અનંત બ્રહ્માંડ રચાવ્યાં ઉમંગે, તેને તો સ્થિર કર્યાં વળી અંગે;
આપ એક મેકને અળગા અનંત, તેનો પાર પામી શકે નહિ મહંત.
પ્રભુ ગુણરહિત ને ગુણ અપાર, તેમાં કોઈ સમજી શકે નહિ સાર;
આપ હરિદેવ દનુજના કર્ત્તા, વળી મહાકાળ તણા છો હર્ત્તા.
રૂપ અરૂપ ન જાણે કોય, સર્વ સૃષ્ટિમાં ન તમ વિના હોય;
અનાદિ અપાર ન પાર તમારો, રચાવી માયા ને મોહ વિકારો.
ભુલવણી કીધિ હરિ તમે ભારી, ચોરાશી લક્ષ રચી વિધ ચારી;
જીવપણું ભાસ્યું માયાના સંગે, તેમાં આપ ભુલીને વર્તે કઢંગે.
મોહની જાળમાં સૌ જીવ ફસીઆ, ભોગ માયાના દેખી લેવા ધસીયા:
ઉંચ ને નીચ બન્યા કર્મ યોગે, પ્રેરાયા અસુર ને દૈવી સંયોગે.
તેનો તો વાધ્યો બહુ વિસ્તાર, કે'તાં તેનો કદીએ ન આવે પાર:
વૃક્ષ જેમ ફુલે ફળે બહુ ફળીયું, વધે જેમ ઉંચું આકાશને મળીયું.
જીવની જુક્તિ ત્રિલોકમાં દીસે, સ્વર્ગ મૃત્યુ લોક પાતાળના વિષે.
જેવાં જેવાં કર્મ તેવાં મળે સ્થાન, આવે ને જાય બને હેરાન.
છૂટવાનો છેડો ન આવે હાથ, ભીડી જેણે જબરી માયા સંગ બાથ:
કાળ બહુ વિત્યા હજુ વીતવાના, મર્ણના ફેરા થયા ને થવાના.

આર તેમાં દીસે જરા નહિ કાંઈ, તણાયા જાય તૃષ્ણા પુરમાંહિ;
ભવાબ્ધિ દુઃખતણો બહુ ભરીયો, હોય પ્રભુ ભક્ત તે પાર ઉતરીયો.
જેના મટે માયાના સર્વ વિકાર, કરે સતસંગત તત્વ વિચાર;
રહે અસંગ ને આત્મ આનંદે, વળી નિરમાન ને નિર્ભય છંદે.
હર્ષ ને શોક જેને છે સમાન, પ્રભુવિના નહિ બીજું જકતમાં ભાન;
લાગે જેમ વહાલું કૃપણને ધન, તેવું હરિ સંગે રાખે નિજ મન.
સદા સંતોષ સાગરમાં ઝીલે, રામ હરિ કૃષ્ણ અંતરમાં જપીલે;
પ્રેમ પરમારથ સંગે પરોવે, નિત્ય નિજ અંતરમાં હરિ જુએ.
જાગ્રતિ સ્વપ્ન સુષુપતિ ભુલે, એક રસ થઈ તુર્યાપદ ઝુલે;
હંસપણું હરખ ધરીને પામે, ત્યારે જાણો ઉન્મનીએ જઇ થામે.
વૃતિ વિસરાય જ્યાં બ્રહ્મ પ્રકાશે, મળે નિજ સ્વરૂપ પોતાની પાસે;
હોય એક મેક રહે નહિ અન્ય, શાંતિ સુખ બ્રહ્મ થકી નહિ ભિન્ન.
રહે લય લીન સદા સુખ જાણી, થઈ તેની પુરણ જાણો કમાણી;
કાર્ય સહુ કારણ માંહી સમાણું, જીવપણું, શિવપણે લઈ આણ્યું
સહાયતા સદ્‌ગુરૂની એમાં ભારે, શિષ્યને પહોંચાડે મોક્ષને દ્વારે;
એવા ગુરૂ જો મળે બ્રહ્માનંદ, જ્ઞાન દઇ સે'જે કરે નિરદ્વંદ.
દયા હોય પુરૂષોત્તમની અધીક, ત્યારે આવે મળતે મળતું એ ઠીક;
માટે હવે અરજ કરૂં છું મોરારી, હું તો આવ્યો આ ભવ શરણ તમારી.
સાહ્ય કરો સમરથ સારંગપાણિ, નારાયણ નિર્ભયપદ નીરવાણી;
દયા ધન માધનને રામ કૃષ્ણ, હૃદયના સર્વે જાણો છો પ્રશ્ન.
કૃપાળુ કેશવ કમલાનાથ, અવસરીએ આવીને ઝાલો હાથ;
હીન છું દીન તમારો રંક, દીજે આપચરણની ભક્તિ નિઃશંક.

કાર્ય કાંઈ આપ ન રાખો અધુરૂં, ફજેતિ હોય જો નવ થાય પુરૂં;
ન જાણું જપતપ જોગ ઉપાય, તમારો એક જાણું મહિમાય.
અનાદિ આપ તમે અવિનાશી, મટાડો માયાતણી બહુ ફાંસી;
ઉગાર્યા સંત તમે તો અનંત, વળી સિદ્ધ સાધકને બહુ મહંત.
ધ્રુવ અમરિષ અને પ્રલ્હાદ, જેણે લીધો પુરણ ભક્તિનો સ્વાદ;
નારદ સનકાદિક ને સુખદેવ, વિભિષણ ગ્રુગ્રીવ ને તતખેવ.
કપિવર મહારૂતિ જે હનુમાન, તેને દીધું અભય અમર વરદાન;
પ્રેમવ્રજ વનિતા તણો બહુ જાણી, લીધી આપે નિજ સ્વરૂપે તાણી.
મોહ કુબજાનો દીઠો ભરપુર, કીધું તેનું લક્ષ્મી સરિખું નુર;
બાંધી પ્રીત પાંડવ કેરી સંઘાતે, હાંકયો રથ અર્જુન કેરો હાથે.
દુષ્ટ દુર્યોધનને દીધી શિક્ષા, યુધિષ્ઠરરાય તણી કરી રક્ષા;
બહુ સત્યવાદી મુરધ્વજરાય, તેની તો આપે વહેરાવી કાય.
દર્શન તો થઇ ચત્રુભુજ દીધું, પ્રથમ હતું તેવું તેનું અંગ કીધું.
રૂષિ પત્નિ કેરી જમ્યા ભાવે થાળ, એવા હરિ નાગરનંદ ગોપાળ.
નિર્ભયપણું નાથે સરવને આપ્યું, થપાશે કીધું તમારૂં થાપ્યું;
દરિદ્રી દાસ સુદામો જાણી, કૃપા નિજ અંતરમાં બહુ આણી.
દીધા મણિરત્ન તણા ભંડાર, લીધા કર તાંદુલ એટલી વાર;
સુધનવા રાયનો રાખ્યો રંગ, તેલ કઢામાં ન દાઝયું અંગ.
યુદ્ધ કરી શિવ સમરપણ કીધું, તેને તમે નિશ્ચે અભયપદ દીધું;
રામાનંદ કબીર અને રોહિદાસ, તેની બહુ આવીને પૂરી આશ.
ધના પિપા નાનક ને મીરાંબાઇ, જેની ગતિ નિજ અંતરમાં સમાઇ;
તુકારામ રામદાસ આદે ભક્ત, તેનો તો મહિમા જાણે છે જક્ત.

વળી મહેતા નાગર નરસિંહદાસ, તેની દૃઢ ભક્તિની ઉપજી સુવાસ:
હાર હરિ હાથે ગ્રહીને પે'રાવ્યો, ભક્તિનો મહિમા જગતમાં ઠેરાવ્યો
ભકત અનંત થયા બહુ ભાવી, તેને દૃઢ ભકિતની વેલ જમાવી;
પ્રભુ તેમાં શાનો તમારો પાડ, પુત્રને પિતા લડાવે લાડ.
આપ છો સર્વ જકતના કર્ત્તા, સકળ સૃષ્ટિના વળી છો ભર્ત્તા;
આપને સર્વ છે જીવ સમાન, નથી કોઈ શત્રુ કે મિત્ર નિશાન.
કર્મ આધિન વર્તે સહુ ચાલે, જેવાં જેવાં કર્મ તેવાં ફળ આલે;
હોય જેનાં ઉત્તમ કર્મ ઉદીત, તેને તમ ભકિતતણી હોય પ્રીત.
આરાધન આપતણું સાચું જાણે, ચિત્ત શુદ્ધ કરી અંતરમાં આણે;
જાણે સહુ પ્રીત જગતની ખોટી, રાખે આશ એક તમારી મો'ટી.
સત્ય સંગત ને શાંત સ્વભાવ, રહે નિરમાનને ગરીબ નિભાવ;
ઉપાધિ માયાની સઘળી તજીને, રહે આનંદે હરિને ભજીને.
ભકિતનો મહિમા વધે બહુ મ્હોટો, શાંતિ સુખતણો ન રહે કાંઇ તોટો;
દર્શન તો દાસને જ્યારે થાય, ત્યારે બહુ જન્મના પાપ સમાય.
ચર્ણની શરણને જે જન પામે, તેતો ભવ સંકટને દૂર વામે;
રહે તેને બીજું નહિ કાંઈ કરવું, સદા પ્રભુ ધ્યાન તમારૂં ધરવું.
કીધાં તેણે પૂરણ જપતપ યજ્ઞ, હરિધન પામીને થાય નિમગ્ન;
એવું જાણી આવ્યો પ્રભુ તમ શરણે, કૃપા કરી રાખોને આપના ચરણે.
દીજે સદા ભકિતતણું શુદ્ધદાન, જેથી મટે જક્તનું સહુ અભિમાન;
જ્ઞાતિ ગોત્ર કુળ ને વર્ણાશ્રમ, તેનો મને લાગી રહ્યો બહુ ભ્રમ.
કર્મની કૂટમાં મન મુઝાય, તેથી નિઃશંક ન મુજથી થવાય;
છોડાવો તૃષ્ણા તણો તો છેડો, બહુ કરી રહી છે એતો બખેડો.

વળી પંચ વિષય બહુ બળવાન, એનું તો ભારે દીસે છે તોફાન:
ભારે બળ લોભ ક્રોધનું દીસે, મળ્યો હુંકાર તેના વળી વિષે.
કુડનું કટક ચઢે ત્યાં જબરૂં, ભુલાવે ભક્તિ લગાડે લફરૂં:
ઉતરવા પાર ન દે કુડી કરણી, બિગત ના જાય માયાની વરણી.
હાથ ઝાલો આવીને સુંદર શ્યામ, રમાપતિ રાજીવ લોચન રામ;
તમારી કીર્તિનો ન આવે અંત, મુખે ગાતાં થાકે શેષ બળવંત.
બ્રહ્મા મુખે ગાઈ થાકયા વેદ ચાર, તોય પણ કહેતાં નાવે પાર:
મહારી તો બુદ્ધિ ન પહોંચે લગાર, ટુંકામાં સમજનો લીધો સાર.
ભક્તિરસ ભાવે કરીને ગાયો, સાચો વળી તેમાં પ્રેમ સમાયો:
અંતરગત જાણોછો હે અવિનાશી, સત્ય કહું વિશ્વતણા હે વિલાસી.
ભરોંસો તો આપતણો છે ભારી, માધવ નવ મૂકશો મુજ વિસારી;
દેજો પલપલ માંહી દર્શન દાન, બીજું કાંઇ માગું નહીં ભગવાન.
ન માગું પુત્ર અને પરિવાર, ન માગું માણિક રત્ન ભંડાર.
ન માગું રાજપાટ સુખભોગ, ન માગું કાયા થવા નિરોગ.
ન માગું પાટ પિતાંબર ચિર, માગું તમ દર્શન હે બળવિર;
કૃષ્ણ કૃપાનિધિ દેવ દયાળ, આવી અવસરીએ લેજો સંભાળ.
દાસ ત્રિકમ છે તમારે ભરોંસે, વિનતી તો સુણજોને વિશ્વા વિષે;
ગાશે કોઈ પ્રેમવડે નરનાર, તેનાપર રીઝશે દેવ મોરાર.
સાચું સમજીને લેશે કાંઇ સાર, તેતો તરે નિશ્ચે ભવ સંસાર;
પ્રગટશે હૃદયમાં જ્ઞાન વિચાર, મટે ભવ ભટકણ વારંવાર.

———o———

## आंतर नयनथी शुं नीरखवुं जोइए ?

### પદ ૧૯ ( રાગ કાફી. )

નરણુંથી નીરખો ન્યાળીરે દીવાળી દીસે આ ઘટમાં; ( ૨ )
માયાથી લ્યો મન વાળીરે, લક્ષ્મીવર નથી લટપટમાં. ટેક.
પૂરણ પ્રેમવડે એ પામો, જુઠવડે ન જણાય;
ભરમ કરમનો ભેદ રહે જ્યાં, અવિગત ગત ન ગણાય.
સાચેથી સુખ થાશેરે, દેખીલો ત્રીવેણી ત્રટમાં—નરણું૦
પરાપાર પરમેશ્વર દ્વારે આનંદ વર્તે અપાર:
સુખ સાગરની શું કહું સીમા, ઝગમગ જ્યોત અપાર.
શાન્તિ તો આપે સારીરે, અવિનાશી અંતર પટમાં.—નરણું૦
દામા ડોળે દુનિયાંરે, ચાલી ચઢે ચકડોળ;
મનુષ્ય કૃત્યમાં મન ભરમાવી, માને બહુ રંગની રોળ.
ખાવું ને પીવું રમવુંરે, ખેલ કરે ખટપટમાં—નરણું૦
ખરી દીવાળી ખોળવારે, સંત સમાગમ શોધો;
પરમાનંદ પદ પામવારે, રખડતા મનને રોધો;
ત્રિકમને દીસે સાચુંરે, જીવણને જપો ઝટહટમાં—નરણું.

—o—

## आंतरगामी साधकनो अनुभव.

### પદ ૨૦ ( રાગ કાફી. )

જુગતેથી જુઓ જાણીરે, અલખ ખેલે આ ઘટમાં;
અવિનાશી નથી અલગોરે, દીસે ન એતો માયા પટમાં. ટેક.

ભૂમંડળમાં ભાળીએરે, સઘળે રમે શિરતાજ;
અવર ન દીસે એ વિનારે, કરે ત્રિભુવનપર રાજ.
સદા છે સોહાગીરે, આતમ અંતર પટમાં —જુગતે૦
નિર્મળને નિર્મળ થઈ ભાસે, રહે અજ્ઞાને દૂર;
સોહં પ્રકાશી સર્વમાં પૂરણ, નિજપદ નિરભય નૂર.
સાક્ષી તો એ છે સાચોરે, નિત્ય રમે રસ ખટમાં.—જુગતે૦
પ્રેમ વિના પરસે નહિ પોતે, ભૂલે ભમે જગલોક;
સાચ દીઠા વિના સમજ પડે નહિ, જાણે એ વિરલા કોક.
સંશય તો સઘળા ત્યાગોરે, વહાલોજી છે વ્હેવાર વટમાં—જુગતે૦
ત્રિકમ તન મન શોધતાંરે, આત્મ અનુભવ હોય;
નિરાલંબ પદ નિરખતાંરે, જન્મ મરણ નહિ કોય.
ભ્રમણાની ભૂલ ભાગેરે, રહેવું સદા હૃદય હટમાં—જુગતે૦

---

## सुख सागर कोण कहेवाय ?

## પદ ૨૧ ( રાગ ઉપરનો. )

સેવો સુખ સાગર શ્રી કૃષ્ણ, હરિ ગોવિંદનેરે; (૨)
સર્વ મનોરથ પૂરણ થાશે, દુઃખ સઘળું માયાનું જાશે;
મનડું નિર્મળ થતાં, મટે ભવ ફંદનેરે. —સેવો.
સાચી પ્રિત વડે ગુણ ગાશે, તો તેનું કારજ સહુ થાશે;
અનુભવથી ઓળખતાં, આનંદ કંદનેરે. —સેવો૦

નાગર નટવર નંદ દુલારો, વ્રજ વનિતાનો એ છે પ્યારો;
નિતપ્રતિ નિરખો નિર્મળ થઇ, વ્રજચંદ્રનેરે. —સેવો.
દશે દિશામાં વાસ વસે છે, દુષ્ટ જનોથી દૂર ખસે છે;
ભક્ત વિના દરશન નવ દે, મતિ મંદનેરે. —સેવો૦
ત્રિકમ ટેક ધરીને સાચી, રાધા માધવ લેને જાચી;
પ્રેમ વડે પરખી લે, પરમાનંદનેરે. —સેવો૦

---

## परमात्मा कल्पतरु रुप छे.

### પદ ૨૨ ( રાગ પ્રભાત અથવા ટોડી. )

અનંત રૂપ કલ્પતરૂ કેશવ! દુજો ન એ વિણ દીસેજી;
જે ફળ મળવા દેવને દુર્લભ, તે સૌ સંત ભોગવશેજી.—અનંત૦
માટે જનહરિ ભક્તિ કરો સહુ, સમજીને વિશ્વા વિશેજી;
જન્મ મરણુની મટે આપદા, વળી ચરણામૃત પીશેજી.—અનંત૦
કૃષ્ણહરિ યદુનંદન કેશવ, હરદમ જપો હર નિશેજી;
તો કારજ સહુ પૂરણ થાશે, મટશે પાંચ પચીસેજી.—અનંત૦
કહે ત્રિકમ ત્રિભુવન પતિ ભજતાં, બળે યમદૂતો રીસેજી;
તેના શિર પર પગદઈ પળવું, મોક્ષ ભુવનના વિષેજી.—અનંત૦

## कृष्णचंद्रनुं व्रजमां दर्शन.

### પદ ૨૩ ( રાગ હીંડોળાનો. )

બેઠ રહે નંદલાલ, ઝરૂખે—બેઠે રહે નંદલાલ.
ભર આનંદ, સખી સંગ રાધે, ખેલત મદન ગોપાળ.—ઝરૂખે૦

સુરીનર મુનિજન કરત આરતી, હરખી નીરખે વ્રજબાળ.—ઝરૂખે૦
નવ સત સાજ સજે સબ સખિયન, કરગ્રહી પુલનકી માળ.—ઝરૂખે૦
આનંદ મંગળ હોત બધાઇ, જય જય જગ પ્રતિપાળ.—ઝરૂખે૦
ત્રિકમ તનમન, એહી છબીપર, સદોદિત સૂરત નિહાળ.—ઝરૂખે૦

---

## यदु कुलोत्पन्न कृष्णचंद्रनुं यशोगान.

### પદ ૨૪ ( રાગ ઉપરનો. )

સદા સુખ સાગર કૃષ્ણ મોરારી; ( ૨ )
યદુકુલ નંદન સબ જગ વન્દન, ભવ ભય ભંજન હારી.—સદા૦
વિશ્વ વિહારી ગિરીવર ધારી, મુરતી મનોહરકારી.—સદા૦
વચન વિચારી કુંબન તારી, + શરણ ગ્રહી વૃજનારી.—સદા૦
મદન મોહન છબી અધિક રસિલી, ત્રિકમ તુમપર વારી.—સદા૦

---

## मनने इष्टाधीन थवा उपालंभ.

### પદ ૨૫ ( રાગ બનજારો. )

મન ભજરે, મુકુંદ મોરારી, હોય પૂરણ કામના ત્હારી.—ટેક૦
હે મદ મત્સરને વિસારી, કર શુભ મતિ જ્ઞાન વિચારી;
મળશે ભવ ભંજન હારી.—મન૦
પળ પ્રેમનો પંથ પ્રસારી, પ્રભુ હૃદય કમળ વિચ ધારી;
ઠરવું એક ચિત કરી ભારી.—મન૦

---

+ ઉગારી—બચાવી.

લેજે નિર્મળ નાથ નિહાળી, રહેજે એ પદ છે સુખકારી;
તજી ત્રિકૂટી તણી એક બારી.—મન૦
આનંદની જ્યાં ભરી ક્યારી, પોઢયા પ્રિયપતિ અંગ સમારી;
ગતિ પહોંચે તો મળે ગિરધારી.—મન૦
તજો વાસના સઘળી વિકારી, હોય ઉદ્ભવ તો દુઃખકારી;
કહે ત્રિકમ ન પહોંચે મતિ મ્હારી.—મન૦

———o———

## महा मायानो मार्मिक भेद.

### પદ ૨૬ ( રાગ ઉપરનો )

માયાથી લેને મન વાળી, તુજ અંતર ખોજ દીવાળી. ટેક.
છે અનંત જ્યોત અજવાળી, માંહી વસે વિશ્વ વનમાળી;
દે ત્રિવિધિ તાપને ટાળી.—તુજ૦
લે પૂરણ પ્રેમથી ન્યાળી, એ રઘુવર રૂપ રસાળી;
ટાળે ભવ બંધન જાળી.—તુજ૦
તજ કુબુદ્ધિ સંગત કાળી, નાંખે નરકે નખરાળી;
ભૂલો નહિ ભભકો ભાળી.—તુજ૦
શુદ્ધ ચિત્ત વડે લે ચાળી, સત્ સંગત છે સુખશાળી;
જ્યાં મંદ પડે મછરાળી.—તુજ૦
દે સર્વ કર્મને બાળી, કર પૂરણ રીતે પ્રતિપાળી;
ભગવંત રૂપને ભાળી.—તુજ૦

વદ મધુરી વાણી માયાળી, રીઝે હરિ કંસ કરાળી;
ત્રિકમ લે નિત પ્રતિ તાળી.—તુજ૦

---

## श्री मधुपूरीनो महदानंद.

### પદ ૨૭ ( હું તો પ્રભુ જોવાને ગઇતી, એ લય. )

મ્હારો મન મોહન મધુપૂરમાં, જ્યાં વાસો વસેરે.( ૨ )
અધિક જ્યોત અજવાળી એમાં, રવિ શશીની ગણુના નહીં તેમાં;
મનહર મૂર્તિ નિર્ખીને મનડું હસેરે.—મ્હારો૦
સદા સર્વદા રૂપ નિહાળું, નિજ અંતરમાં પણ એ ભાળું;
હવે નિશ્ચે કરી જાણ્યું, દુઃખ સરવે જશેરે.—મ્હારો૦
લીલા કથિ ન જાએ મુખથી, ચિતડું પણ સ્થિર થાય એ સુખથી:
આ જગની પણ માયા સહુ, ત્યાંથી ખસેરે.—મ્હારો૦
દીનબન્ધુ હરિ ચરણ કમળમાં જો મનડું ચોટે પલપલમાં;
તો કારજ પૂરણ નિશ્ચે, સર્વે થશેરે.—મ્હારો૦
ત્રિકમ સત્ ચિત આનંદ સંગે, રે'વું પ્રેમ ભરીને ઉમંગે;
પ્રભુ કૃપાએ જ્ઞાન ભક્તિ, ઉરમાં ઠસેરે.—મ્હારો૦

---

## प्रभु शरण थवा आर्द्र स्वरे विज्ञापन्.

### પદ ૨૮ ( રાગ ઉપરનો. )

હુંતો આવ્યો શરણ તમારી, નટવર શ્રી હરીરે—( ૨ )
અશરણ શરણ આપ અવિનાશી, સચરાચરના છો પ્રભુ વાસી,
ગોવિંદ જ્ઞાન પ્રકાશી કરો, માયા પરીરે—હું૦

વેદ વિમળ યશ ગાય તમારા, છો પ્રભુ જગના સરજન હારા;
રક્ષણુના કરનારા ધર્મની, ધ્વજા ધરીરે.—હું૦
પ્રાણુ જીવન પ્રભુ અંતરયામી, બ્રહ્મ પુરાતન છો બહુ નામી;
અક્ષય પદના ધામી, સાહ્ય કરજો ખરીરે.—હું૦
મનોહર મંગળ રૂપ તમારૂં, નિજ અંતરમાં શોભે સારૂં;
પળે દુઃખ પરભાર્યું, સુરત જ્યાં રહે ઠરીરે.—હું૦
ત્રિકમને તમશું લે' લાગી, જન્મ મરણુની શંકા ભાગી;
ચિત્તમાં ચટકી લાગી, વાત વિગતે કરીરે.—હું તો૦

---

## कर्तानी शक्ति केवी होय छे ?

## પદ ૨૯ ( રાગ ઉપરનો )

જાણો આ જગના કર્તા, શ્રી આતમ રામનેરે.
અનંત શક્તિ એની છે ભારી, તે વડે સૌ આ જગ વિસ્તારી;
પણ જરી એમાં ભૂલ ના પડે, ગુણુ ગ્રામનેરે.—જાણો૦
સ્થાવર જંગમ રચ્યાં અનોખાં, તો પણ તેણે પોતે પોખ્યાં;
બ્રહ્માદિક પણ ભૂલે એના, કામનેરે.—જાણો૦
પંચ તત્ત્વનો રચ્યો તમાસો, ખેલ બનાવ્યો એથી ખાસો;
તેમાં રચીયાં છે વિચિત્ર વિધનાં, પુરૂષ વામનેરે.—જાણો૦
નાન્યેતર પણ દીસે એમાં, મળતે મળતું ન આવે કેમાં;
રંગ રાગ ને રૂપ ઠરાવ્યાં, ઠામનેરે.—જાણો૦

ચતુર ખાણુની રચી ચોરાશી, પાછળ મૂકી મૃત્યું ફાંસી;
મોહ પમાડયાં દેખાડી, ધન ધામનેરે.—જાણો૦
ગુરૂ ગમથી ગોતીને વળશે તો તેને નિજ વસ્તુ મળશે;
ભ્રાંતિ ભાગે મળતાં, સુંદર શ્યામનેરે.—જાણો૦
ત્રિકમ કહે તન મનથી સાચું, રમાપતિને હૃદયે રાચું;
નિતપ્રતિ નિર્ભય જપું, નારાયણ નામનેરે—જાણો૦

---

## जीवने प्रबोध.

### પદ ૩૦ ( કૃષ્ણને કરવું હોય તે કરે-એ લય. )

મૂરખ તું રામ ભજન નવ કરે, તારૂં કારજ કેઇ પેર સરે. (૨)
જક્ત વારતા લાગે મીઠી, લોક લવરમાં ફરે;
કુબુદ્ધિ કલેશ કરવામાં તત્પર, જૂઠ કપટે મન ધરે—મૂરખ૦
સત્ય સમાગમ કરતાં લાજે, હરિગુણ ગાતાં ડરે;
સારી રાત નાટકમાં ગાળે, નરક વાસના ભરે.—મૂરખ૦
દુર્વ્યસનો કરવામાં રાજી, નીચ સંગે ચિત ધરે;
અભિમાનથી બની આંધળો, પરધન પૂરણ હરે.—મૂરખ૦
કહે ત્રિકમ નિત ગોવિંદ ગાતાં, પૂરણ પરાની પરે;
જરૂર જાણજે જીવણ મળશે, વિશ્વનાથ શું વરે.—મૂરખ૦

---

## इष्टाभिमुख थवा मनने शिक्षा सूत्र.

### પદ ૩૧ ( રાગ ધનાશ્રી. )

શું ન કરે તું વિચાર, મનવા-શું ન કરે તું વિચાર. ટેક.
મનુષ્ય જન્મે મળે, મોક્ષનો મારગ, ઉતરે ભટકણ ભાર—મન૦

છે સત સંગત સાર જગતમાં, જેથી મળે કિરતાર—મનવા૦
અવર સંગ માયામય દીસે, નાખે નરક દ્વાર—મનવા૦
ધન જોબન તન રંગ પતંગી, વણશે સાંજ સવાર.—મનવા૦
સુકચ પડયાં મદ મત્સર મમતા, એ સૌ ભુલાવણ હાર.—મનવા૦
કર + એક ચિત્ત હરિ નામ કો, સુમરણ હૃદય કમળ વિચધાર—મનવા૦
પ્રકટ થશે પુરૂષોત્તમ પોતે, મટશે મોહ વિકાર.—મનવા૦
"ઘટ વિચ જ્ઞાન ઉદય જ્યાં હોશે, થાશે તત્ત્વ વિચાર."—મનવા૦
નહિ રહે જન્મ મરણની ભ્રાન્તિ, પૂરણ થશે પરવાર.—મનવા૦
કહે ત્રિકમ સદ્ ગુરૂ ચરણમાં, થાને પ્રથમ તયાર.—મનવા૦
ભુલવણી નવ રહેરે ભાઇ, મળે સૂક્ષ્મ ઓમકાર.—મનવા૦

---

## શું વિચારવું ઇષ્ટ છે.

## પદ ૩૨ ( રાગ ઉપરનો. )

સમજીને કર * વાત, શાણા—સમજીને કર વાત—ટેક.
આયુષ્ય વે'તું જાય સદોદિત, સાંજ ને પરભાત.—શાણા૦
જો સમજે તો કરીલે સુસંગત, નહીં તો થાશે ઘાત.—શાણા૦
મ્હેલ પડયો બકવાદ જગતનો, આવે ન કોઇ સંગાત—શાણા૦
તું તારૂં હિત કરી લેને સરવે, છોડી દે સહુ ઉતપાત—શાણા૦
અંતર ખોજે થશે અજવાળું, ભૂલ મટે ભલી ભાત.—શાણા૦

---

×—* કરવું.

બાહેર દેખી શું થાય બાવરો, નથી કોઈ માત કે તાત—શાણા૦
પંચ તત્ત્વનો છોડી દે પાલવ, કરી લે આત્મ સાક્ષાત.—શાણા૦
કહે ત્રિકમ સૂણ મૂરખ મનવા, થા નિર્મળ નિરવાત—શાણા૦

---

## शुं कमावुं ?

### પદ ૩૩ ( રાગ મારવાડી દેશી. )

કરી લેને સતકી કમાઇ ભરપુર, એક દીન ચાલણા હે જરૂર:
બાજે જહાં સુર ગમકે રણતુર, હૃદીયામાં સાચો ઉગે જ્યાં સુર—એક૦
જ્યોતિ કેરાં ઝીલમીલ વરસે નુર, પરખી લેજ્યે સાહેબ નથી ઘટ દૂર-એ૦
ચીતડાને ચેતી કરો ચકચુર, થાશે ત્યારે જગત માયાની ધૂર—એક૦
અણ તેડયો આવશે કાળ કરૂર, માની લેજ્યે મનડેથી વાત મંજુર—એ૦
જેવો દીસે સર્પને મુખડે દાદુર, તેવું દેખી ત્રિકમ તજે મગરૂર.—એક૦

---

## प्रभु प्रताप केवो छे.

### પદ ૩૪ ( કાઠીયાવાડી દેશી )

અગમ પુરીમાં આપ બિરાજે, શામળીઓ શિરતાજ હે જી;
સેવક જાણીને સાહ્ય કરે વહાલો, માનવંતો મહારાજ હે જી.—અગમ૦
ભય ભંજન ભગવંત વિશ્વંભર, રંક તણો એ રાજ.—હે જી.
દીન તણો દયાળ નિરંજન, સાધુ તણો સુખ સાજ હે જી.—અગમ૦

પ્રેમી તણોએ પુરે મનોરથ, ગુણવંત ગરીબ નીવાજ હે જી;
નિર્મળ થઇને નીરખે જે જન, તેનાં સીધે કાજ હે જી.--અગમ૦
મ્હેર કરે મોરાર સદોદિત, સાહેબ સુખનો સમાજ હે જી;
કહે ત્રિકમ સદ્‌ગુરૂ પ્રતાપે, કઠણ વેળામાં રાખે લાજ હે જી.-અગમ૦

---

## तनुमंदिरमां इष्टश्रीने ओळखवा सुबोध.

### પદ ૩૫ [ રાગ મેવાડો. ]

કોઇ જુગતે લેજો જાણીરે, મનડેથી લેજો માણીરે;
દેવળમાં દીનો નાથ....વસે.

**સાખી.**

દેવ વિનારે દેવળીઆં ન દીસેરે, દેવળ વિના ન દીસે દેવજી;
અરસપરસ કરી ઓળખોરે, અનુભવ એજ એંધાણીરે.-દેવળ૦

**સાખી.**

સુરતા સીડીએ જઈ ચઢોરે, અગમ તણે દરબારજી;
જગમગ જ્યોતિ ઝળાહળેરે, પરાપાર પરમાણીરે.—દેવળ૦

**સાખી.**

સદ્‌ગુરૂ સાહેબ સેવતાંરે, જન્મ મરણ ભય જાયજી:
અનહદ વાજાં જ્યાં બજેરે, સીમા સરવ ત્યાં સમાણીરે.-દેવળ૦

**સાખી.**

આતમ દેવ આરાધતાંરે, પામે પરમાનંદજી;
કહે ત્રિકમ તુર્યા પદેરે, મળે નિર્ભય પદ નિરવાણીરે-દેવળ૦

---

## गगन मंडळमां प्रगमन करवा साधकोने निमंत्रण.

### પદ ૩૬ (કાલીંગડાની લય.)

સુખ સાગર કેરી લ્હેરીરે, કોઈ સંત વિરલે જાણી; ટેક.
અનુભવીએ વાત પ્રમાણી, એ નિર્ભય પદ નિરવાણીરે.–સુખ૦
ચંદ્ર સુરજની રવી બનાવી, તીર ત્રિવેણીએ તાણી;
ગગન મંડળ વિચ આસન કીધું, સુરતા સહજ સમાણીરે–સુખ૦
અનહદ વાજાં જ્યાં બજેરે, અમૃત વરસે પાણી;
જન્મ મરણનો ફેરો ટળીઓ, નવ રહી નામ નિશાનીરે.–સુખ૦
કહે ત્રિકમ સદ્‌ગુરૂ પ્રતાપે, અગમ તણી ઇંધાણી;
ઉત્તમ જન આદરશે એને, વિગત કરીને વખાણીરે.–સુખ૦

---

## स्वरुपस्थ शी रीते थवुं ?

### પદ ૩૭. [ રાગ લાવણી. ]

હરિ નાથ નિરંજન મેરા, મેં ધરૂં ધ્યાન અબ તેરા....ટે
આસન વાળું સુરતા લગાવું, કરૂં ગગન બિચ ડેરા;
હંસ રૂપ હોય ભરૂં હાજરી, કાળ ન આવે નેરા.—હરિ૦
ઉલટા પ્રાણ ચલાવું પલમેં, હોય જ્ઞાનકા ઘેરા;
આત્મ–બ્રહ્મકું એહી બીધ સમરૂં, જગટા હોય નિવેરા.–હરિ૦
ચોથે પદ પર કરૂં ચાકરી, રહું સાંજ સવેરા;
અમર પટા પાયા અનુભવસેં; અલખ લખે જ્યાં શેરા.–હરિ૦

અનહદ ગરજે અમૃત વરસે, ચહુ દીશ ભયા ઉજેરા;
મન મેરા પાયા મુકતાફળ, તનકા મીટાહે ટેરા.—હરિ૦
ત્રિકમ કે શિર સદ્‌ગુરૂ સાહેબ, બક્ષા સુખકા ઝેરા;
ભરમ કરમકી મીટિ ભાવના, નહિ અબ આના ફેરા.—હરિ૦

---

## साचा योगीनां शुभ लक्षण.

### પદ ૩૮ ( રાગ લાવણી. )

ઉલટા પંથ અગમ ઘર પાયા, સો જાનો સાચા જોગી;
ગુરૂ ગમ કૌંચી મીલી જીનોકું, ઉનકી સુરત અંતર હોગી.
બંધ મોક્ષકા મીટે તમાશા, સો આનંદ પૂરણ ભોગી.
ઉન બીન જગત જાલમેં ભટકે, સો દુખીઆ પૂરણ રોગી.
નિરાધાર પદ પાયા સદોદિત, ઉનકી મીટે માયા મમતા;
સદા રહે શાન્તિમેં પૂરણ, નિજ પદ આતમમેં રમતા.
કરમ ધરમકા ભરમ મીટાયા, શિવપદમેં સાચે શમતા;
નહિ માન અપમાન રહે જબ, ભગવત્ રૂપે નિત ભમતા.
આદ્ય પુરૂષ બીન દુજો ન દરસે, એક અખંડાનંદ હરિ;
સબ ઘટ પૂરણ નાથ નિરંજન, હય ઉનકી સબ કારીગરી;
ભેદ ભ્રાંત સબ તજોરે ભાઇ, આત્મજ્ઞાનમેં ચીતકું ધરી;
મીટે મોહ જંજાળ જકતકી, રહો ધીરજસેં ધ્યાન ધરી.
ખરી ખોજ બીન ખુદા ન પાવે, નૂર નિશાની અજબ ભરી;
દીલ બીચ હય દેદાર ઉસીકા, સુરત નૂરતમે રહો ઠરી.

ત્રિકમકે શીર અવલ ઓલીઆ, જીને બતાઈ બાત ખરી;
ચરન કમલકી કરૂં ચાકરી, અબ નહિ આના ફરી ફરી.

---

## ज्ञान दशाना शुभोद्गार.

### પદ ૩૯ (નાથ કયસેં ગજકો બંધ છોડાયો એ લય.)

સુરત અબ અલખમેં જાકે સમાણી;
મ્હેતો પદ પાયા નિરવાણી.—સુરત૦
ૐકાર અવિનાશી અખંડિત, આદ્ય પુરૂષ લીયો જાણી;
જન્મ મરણકી +સંશા મેટી, જીવન મુકત ફળ માણી.—સુરત૦
પંચ તત્વકો પરદોઇ મેટયો, હુંકારકી જબ ભઇ હાંણી;
કરમ ધરમકો કાગજ ફાટયો, નવ રહી નામ નિશાની.—સુરત૦
પૂરણકું પૂરણ કર ચિન્યો, મનસા સ્થિર ઠરાંણી;
કહે ત્રિકમ સદ્ગુરૂથી કમાયો, કોટી જન્મકી કમાણી—સુરત૦

---

## दांभिक गुरु केवा होय छे.

### પદ ૪૦ ( રાગ ઉપરનો. )

સંતોભાઇ ગુરૂગમકી ગમન્યારી, કોઈ લેશે વિરલા વિચારી—સંતો૦
નિવૃત્તિ મારગ નિર્ભય પ્રાપત, અવર માર્ગ દુરાચારી;
જાણ્યા વિના જગમાં સહુ ભટકે, જન્મની કરીને ખુવારી—સંતો૦

---

+ સંશય:

પેટ તણા પાખંડ વડે બહુ, જુલમ કરી રહ્યા જારી;
જોતાં સાર ન દીસે એમાં, સેવા બતાવે સારી.--સંતો૦
અંત લગી તૃપ્તિ નવ પામે, ભેટયો લઇને ભારી;
મોજ શોખમાં બની બાવરા, અંત ન કાંઇ સુધાઇ.--સંતો૦
ગર્ધવને સેવકસમ ગણીને, જયમ કુટે છે કુંભારી;
ત્યમ આ જગમાં જ્યાં ત્યાં દીસે, નજરથી લેજો નિહારી-સંતો૦
જે જન પૂરણ દર્શી છે પૂરા, તેને તો મનસા મારી;
લોભ મોહથી ફરે વેગળા, ક્રોધને મારી કટારી.—સંતો૦
નિત્ય રમે નિજ રૂપે નિરંતર, વિશ્વની વાત વિસારી;
કહે ત્રિકમ જોવો ગુરૂ સેવકમાં, એક દીસે ગીરીધારી.-સંતો૦

---

## निःसार भक्ति क्यां थाय छे ?

### પદ ૪૧ ( રાગ કાલીંગડો. )

ભક્તિ કયાં મળશે ભાઇ, તેની ખબર પડે નહિ કાંઇ. ટેક૦
ભક્ત થવાને ભોળાં જન બહુ, ભાવ ધરીને ભટકે;
પણ મનના નિશ્ચય વિણુ સઘળાં, આડે મારગે અટકે.-ભક્તિ૦
એક બીજાના દેખાદેખી, પાછળ પાછળ સટકે;
સાચી વાત ન સમજે એમાં, લાંબી દોરે લટકે.-ભક્તિ૦
શિરતણા સાટે છે ભક્તિ, વળી ચિત્તને ચટકે;
જકત વાસના સઘળી સમે જ્યાં, જ્યારે અંતર મન અટકે.-ભક્તિ૦

માલ મશાલા મેવા સુંદર, ગોફણીઆ વળી ગટકે;
ભેટો તણો જ્યાં ભારે મહિમા, દેવી કટકે કટકે.—ભક્તિ૦
ઉત્સવ અધિકા થાય બહુ પણ, માર પડે ત્યાં ફટકે;
શિષ્ય તણો એ સાચો મારગ, મોહી રહેવું એક મટકે.—ભક્તિ૦.
ગુરૂ શિષ્યનો કેવો ધર્મ તે, ખરી ખબર વિણ ખટકે;
ત્રિકમ સાર જકતમાં દેખી, નિર્ભય પદમાં છટકે.—ભક્તિ૦

---

## भक्ति क्यां थइ शके ?

## પદ ૪૨ ( તોરવી. )

અનહદ પર આઠો જામ રહે, સોહી બ્રહ્મરૂપકો ભેદ લહે;
માયા મમતા મદમોહ દહે, તેહી જન ગુરૂ ગમસેં જ્ઞાન ગ્રહે.
નિરભય પદ નિજ નિરવાન કહે, અધિકાર વિના હિત નાહિ ચહે;
પઢ પઢ પોથી વિદવાન વહે, પણ જન્મ મરણ કોઇ જન્ન ઝહે.
સુખ દુઃખ સમાન સદાય સહે, ત્રિકમ તેહીજન હરિભકત ભયે;

---

## श्री हरिनुंज सेवन करवुं इष्ट छे.

## પદ ૪૩ ( કાફી )

સગપણ તો છે સાચુંરે, નારાયણ નામનુંરે.....જી.
સેવે જેને ભવભટકણ ભય જાય;
દુઃખ સૌ નાસેરે, ત્રિવાધિ તમામનુંરે.....જી.

રૂડો તો અવસરીઓરે, આવ્યો મનુષા જન્મનોરે.....જી.
ભાવે ભજો, ભગવત બ્રહ્મ મોરાર;
હેત સઉ છોડોરે, ધનધરા ધામનુંરે.....જી.
સાચી પ્રીત કરવીરે, સંત સંમાગમેરે.....જી.
આવે તેથી, અનુભવ આતમ જ્ઞાન;
સાચું સુખ મળશેરે, પ્રભુ કેરા ધામનુંરે.....જી.
ભુલ નવ કરીએરે, અવસરતો વહી જાય છે રે.....જી.
માટે મનવા ચેતી લો, ચતુર સુજાણ;
સજ થઇ શોધોરે, શિવ પદ શ્યામનુંરે....જી.
સરવેને મનોરથરે, પૂરા થાશે પલકમાંરે....જી.
જ્યારે મળશે, મનોહર રૂપ મોરાર;
મોહ તો સૌ મટશેરે, માયા કેરા ગ્રામનુંરે....જી.
ત્રિકમ કહેછે રે, સદ્‌ગુરૂ શિર ધણીરે....જી.
એ છે સાચું, ભવ જળ તરવા નાવ;
તે વિણ સરવે છે રે, આખર નકામનુંરે....જી.

---

## प्राप्त स्थितिमां संतोष मानवा उपदेश.

### પદ ૪૪ [આશા.]

હાંરે મન સોચ કરે શું થાય. (૨)
"વિધિએ નીરમ્યું તે તો થવાનું, બીજાથી નવ બદલાય." હાંરે.

"કરમ ધરમનો ખેલ બન્યો છે, તે દેખી શું ભરમાય." હાંરે હાંરે મન શોચ કરે શું થાય. ( ૨ )
' વિધિએ નીરમ્યું તેતો થવાનું, બીજાથી નવ બદલાય.'-હાંરે૦
" કરમ ધરમનો ખેલ બન્યો છે, તે દેખી શું ભરમાય."—હાંરે૦
" ગૃહ દારા સુત સંપત્તિ સઘળી, મુરખને સાચી મનાય."-હાંરે૦
" જે ઉપજે તે નિશ્ચે જવાનું, કોથી ન સ્થિર થવાય."—હાંરે૦
" પંચ ભૂત પ્રસર્યું છે સઘળે, પળપળ પાછું પળાય."—હાંરે૦
" આ જગ રચના સ્વપ્ન સરીખી, કારણ કેમ કળાય."—હાંરે૦
" તું કોનો વળી છે કોણ તારૂં, દુઃખથી શાને દળાય."—હાંરે૦
ત્રિકમ તન મનથી પ્રભુ ભજને, ભ્રાન્તિમાં શીદ ભરાય.-હાંરે૦

---

## आंतर दीपोत्सवी प्रकटाववा सदुपदेश.

### પદ ૪૫ ( સગાળશા સાધુને સેવે. એ લય. )

દીવાળી છે દીલમાં ભારીરે, જુઓ સૌ નર ને નારીરે. ટેક.
અનુભવ જ્ઞાન ગ્રહિ ઘટ ભીતર, શોધોને આપ શરીર;
નિર્મળ જ્યોત પ્રકાશે નિરંતર, શાંત પડે જ્યાં સમીર.
ભેદ ભ્રાન્તિ સહુ ભાગેરે, મોહ માયાનો ત્યાગેરે;
કર્મ તણી ત્યાં લાગે ન કારી, જપ તપનું નહિ જોર;
ભક્તિ તણો એતો કરે ભરોંસો, પૂરા દીસે છે બપોર.
અંધારૂં ન દીસે એમાંરે, જોતાં નથી એ ભણી શેમાંરે.—દી૦

અલખ અનોપમ વસે સરવ ઘટ, એ વિણુ ઠાલો ન ઠામ;
કીટ પતંગથી બ્રહ્મ લગીએ, વાસ વસી રહ્યો રામ.
કાર્ય તો સૌ છે એનું રે, ભુલ્યા ભમે માને ન કેનું રે.—દી૦
મત મતના કરી મોટા મતાંતર, ભુલાણો બ્રહ્મ વિચાર;
બહેર વૃત્તિમાં ફરે બાવરાં, ક્યાં મળશે કિરતાર.
શોધ સમજણમાં નાવેરે, ભોમિઆ ફંદે ફસાવેરે.—દી૦
રમત ગમતનાં માંડી રમકડાં, રીઝાવે રાંકને રોજ અંતલગી;
એનો પાર ન આવે, પોતે માંણે પૂરી મોજ સામગ્રી.
સારી સારી ધરાવોરે, અમારાતો દેવ મનાવોરે.—દી૦
શાન્તિ ગ્રહિને સેવો નિરંતર, ગુરૂગમ હોય પ્રકાશ;
કરમ ધરમનો ભરમ મટે જ્યાં, થાવું નિત્ય નિરવાસ.
ત્યાં તો મળે સદા દીવાળીરે, આઠે પહોર રહી અજવાળી.—દી૦
ચિદાનંદ ઘન પૂરણ ભજતાં, પામે પરમાનંદ;
છળ કપટ સૌ જાય વેગળાં, તૂટે માયાનો ફંદ.
સત્ય સંગતમાં સાચું રે, ત્રિકમ કહે સદ્‌ગુરૂ જાચું રે.—દી૦

---

## मनुष्यजन्मनी सफळता साधवी श्रेयस्कर छे.

## પદ ૪૬ ( ગરબી. )

દીવાળી તણા દીન ચાર, સમજણ બહુ સારી;
સમજો તો સમજણ સાર, ઘણા છે ગુણકારી. ટેક.

બહુ જન્મના સુકૃત સાટે, મળ્યો મનુષ્યનો દેહરે;
ભાવ થકી ભગવતને ભજવા, મટવા સહુ સંદેહ,
લેવું ચિત્તમાં ધારી.—દીવાળી૦

નિયમ ધરમ નીતિનાં શાસ્તર, વરણવીઆં બહુ વ્યાસેરે.
તેમાં નિજ નિવૃત્તિનો મારગ, શોધીને કરવી તપાસ,
ભલૂં થશે બહુ ભારી.—દીવાળી૦

ઉત્તમ અવસર જાય અલેખે, એ છે ભુલવણીનો ફંદરે.
ચતુર થઇને ચેતો ચિતમાં, નવ થાવું મતિ મંદ,
મળે ન દુઃખની કયારી.—દીવાળી૦

જુઠ કપટ છળ ને મદ મત્સર, લોભ મોહ હંકારરે.
કામ ક્રોધ જ્યાં વસે નિરંતર, તે સૌ નર્કનાં દ્વાર,
નજર કરવી ન્યારી.—દીવાળી૦

શું લાવ્યો ને શું વળી લીધું, શું લઈ જવું સંગાથેરે;
શોધ કરો તો સંશય ટળશે, મટશે ભવની ભ્રાન્ત,
મળે બચવા બારી.—દીવાળી૦

ત્રિકમ ત્રિભુવન નાથ આશરે, મટશે કરમ કુઠારરે;
અવર મળે આનંદે વસવું, ભેળાં ભવ ભરથાર,
અરજ એક છે મારી.—દીવાળી૦

---

## रघुवर साथे मनने प्रीति करवा प्रबोध.

### પદ ૪૭ ( સોરઠ. )

હાંરે મન પ્રીત કરો રઘુવરસેં;
ફીર નાહીં ડરો યમ ડરસેં.—હાંરે૦
અંત સમયકે હુય પ્રભુ સાથી, કાજ સરે ન કોઉ પરસેં;
દીલ બીચ કર દેદાર ઉસીકા, દીસે રૂપ અચરજસેં.–હાંરે૦
સબ ઘટ પૂરણ રામ બિરાજે, ઔર નહિ સીયાવરસેં;
જો જાને તો કર દઢ નિશ્ચય, નેક ન છોડ નજરસેં.–હાંરે૦
છીન છીન ઘડી પલ ચિતકું જોડો, અમૃત પીઓ અધરસેં;
સદા રહો શાન્તિમેં ત્રિકમ, મીલે જ્ઞાન ગુરૂ ઘરસેં.–હાંરે૦

---

## कोइ भाग्यशाळीज प्रभुपद मेळवी शके.

### પદ ૪૮ ( ઠુંમરીનો રાહ. )

પ્રભુપદ કોઇ પાવત બડ ભાગી. (૨)
જાકી સૂરતા ગગન બીચ જા....લાગી.—પ્રભુ૦
ગુરૂ ગમસેં જ્ઞાન લીએ....જાગી, મદમત્સર મોહ દીએ ત્યાગી;
જબ ભૂલ ભ્રાન્ત મનકી ભાગી, તબ મનહર લીયે મનસુ માગી.–પ્રભુ૦
સબ માયા જગતકી ભઇ આધી, તીનકું મીલે અનુભવ સુખ સાગી;
નિજ આનંદકે રસમેં રાગી, ત્રિકમ સોઇ હંસ દુજા કાગી.–પ્રભુ૦

---

## निरंतर दर्शन थवा इष्टश्रीने विज्ञप्ति.

### પદ ૪૯ ( સોરઠ-ત્રીતાલ. )

પ્રભુ મને કાંઈ ન સુઝે કામ, મ્હારૂં મનડું માગે આરામ.-પ્રભુ૦
તન મન ધન હવે તમને સમરપ્યાં, નિશદીન જપું તુજ નામ.-પ્રભુ૦
માયા રંગ કુરંગ સરીખા, તેને તજાવો તમામ.--પ્રભુ૦
હ્રદય કમળમાં રામ બિરાજો, સા'મા આવીને શ્યામ.-પ્રભુ૦
તમ વિના મન માને નહીં મા'રૂં, દુઃખિયું રહે આઠો જામ.-પ્રભુ૦
દયા કરો દીનાનાથ દયાળુ, રાજીવ લોચન રામ.--પ્રભુ૦
"નિત પ્રતિ દર્શન દિજે નિરંતર, છો ગોવિંદ ગુણ ગ્રામ."-પ્રભુ૦
ત્રિકમને તમ ચરણ શરણમાં, સ્થિર કરી દ્યો ઠામ.-પ્રભુ૦

---

## प्रभु प्रत्ये मुक्त थवा विज्ञप्ति.

### પદ ૫૦ ( રાગ કાનડો. )

હો પ્રભુજી, પાલવ પકડયો તમારો; વેગે વળગ્યાને પાર ઉતારો. હો૦
શરણાગતને, સાહ્ય કરો તમે; આવા ગમન નિવારો.-હો૦
ચરણ શરણમાં, રાખો નિરંતર; એજ મનોરથ માહરો.-હો૦
આ જગ રચના, પંચ તત્વની; ભાસે મોહ વિકારો.-હો૦
નાશવંત એ, અંતે વિનાસે; પાછળ કાળ કરારો.--હો૦
માત પિતા સુત, દારા બન્ધુ, એ સૌ પ્રેમ પસારો.—હો૦
ધરા ધામ ધન, માલ ખજીના; દીસે નરક દવારો.--હો૦

અવિનાશી હરિ, આપ નિરંજન; નહીં દો તીન ન ચારો.—હો૦
સાહ્ય કરો પદ, રજથી પાવન; નિર્ગુણ પદ નીસ્તારો.—હો૦
સરવ શિરોમણી, સત્ય સનાતન; આદ્ય પુરૂષ અવિકારો.—હો૦
ત્રિકમ તનમન, સોંપે તમને: નાથ ન મૂકશો ન્યારો.—હો૦

---

## खरी विश्रान्ति प्रभुपदमां छे.

### પદ ૫૨ ( ધનાશ્રી. )

વિશ્વ તણો છે વિસામો, પુરૂષોત્તમ પોતે. વિશ્વ૦
તે વિણ અવર સરવ ભવ ભટકણ;
અવસર જાય નકામો. પુરૂપો૦
જે વડે રહ્યું આ જગત સચરાચર;
પ્રેમ વડે એને પામો. પુરૂપો૦
મનુષ્ય દેહમાં મળવાનો મારગ;
ભૂલ મટાડી દુઃખ વામો. પુરૂષો૦
માયા રંગ સહુ મૂકી વેગળા;
જરૂર જઇ ત્યાં જામો. પુરૂષો૦
શરીર શોધ્યા વિના સાર જડે નહીં;
ભુલોને તરવો તમામો પુરૂષો૦
જાગૃત સ્વપ્ન સુષુપતિ તુર્યા;
ઉન મુનીએ જઇ થામો. પુરૂષો૦

એક અખંડાનંદ વિરાજીત;
પ્રાપત પૂરણુ કામો. પુરૂષો૦
ઘટપટમાં એ વસી રહ્યો વ્યાપક;
જેણે ધર્યાં અગણીત નામો. પુરૂષો૦
સત્ય સંગત વીના સાર જડે નહિ;
મનડાંનો ન મટે ઉધામો. પુરૂષો.
ત્રિકમ ભવ ભય ભંજન ભજતાં;
શ્યામ આવી મળે સા'મો. પુરૂષો૦

---

## साधन क्यारे सिद्ध थयुं कहेवाय ?

### પદ ૫૨ ( કૃષ્ણને કરવું હોય તે કરે. )

સાધન સિદ્ધ થયું એમ જાણો;
સુષુમણા શાન્તિમાં આણો.
કોઠીમાં બહુ કણ ભર્યા ને, બહાર ન દીસે દાણો;
તેમ હૃદયના દેશમાંથી, જરા ચિત નવ તાણો.—સાધન૦
દશે દીશામાં દેવ છે, કરી અનુભવ વાત પ્રમાણો;
નિરાધાર નિજ વસ્તુ જાણી, મુન્ય ગૃહીને માણો.—સાધન૦
એકગ્ર એતો થયું ને, સાચો માર્ગ સધાણો;
ભક્તિથી ભગવત મળ્યા પછી, માયા રંગ, મુઝાણો.—સાધન૦
શિવ પદ શોધી કહાડીયું ને, મનનો મેલ મુકાણો;
ભય મટયો ભટકણુનો સર્વે, કારજ સર્વ કમાણો.—સાધન૦

વેદ શાસ્ત્રમાં વાત છે પણ, સમજી શકે કોઈ શાણો;
ઈષ્ટ પ્રતાપે કહે છે ત્રિકમ, ગોવિંદ ગુણ ગવાણો.—સાધન૦

---

## मूर्ख मनने शिवपदमां स्थिर थवा सूचन.

### પદ ૫૩ ( લાવણી )

સાધન સાર વસ્તુ એક શિવ પદનું છે ભાઇ.
શિવપદમાં વસે આપ નિરંજન, નિરભય ફરત દવાઇ.—સાધન૦
જો જાણો તો કર દૃઢ નિશ્ચય, સત સંગત સુખ દાયી.—સાધન૦
તે વિણ અવર સરવ માયા મય, અંત સમય દુઃખદાયી.–સાધન૦
માત પિતા સુત દારા, બન્ધુ, એ સૌ જુઠ સગાઇ.—સાધન૦
અમૂલખ અવસર મનુષા જન્મનો, પળપળ જાત ગમાઇ–સાધન૦
ચેત ચેત અબ મૂરખ મનુવા, ઉત્તમ કરીલે કમાઈ.—સાધન૦
ત્રિકમ સદ્‌ગુરૂ ચરણ શરણથી, બ્રહ્મની જ્યોત જગાઇ–સાધન૦

---

## रामनामज सर्व ग्रंथनो सार छे.

### પદ ૫૪ ( લાવણી. )

સર્વ ગ્રંથનો શોધ કર્યો ત્યારે, રામનામ એક નજર ચઢયું;
તે લઇ રાખ્યું હૃદય કમળમાં, ભવનું બંધન ભાગી પડયું–સર્વ૦
શાસ્ત્ર ભણે પણ શોધ કરે નહિ, મન મહોટમમાં થાય ખડું;
તેનું કારજ કેઇ પેર સીધે, જુઠ કપટમાં જાય ખડું.—સર્વ૦

કહેવામાં કુશળ બહુ દીસે, પરવરવામાં પાછું અડયું;
શું શિખામણુ તેને લાગે, હૃદય અંતર પાપ જડયું--સર્વ૦
સદ્ગુરૂ સેવે જે જન ત્રિકમ, પૂરવ જન્મનું ભાગ્ય ઘડયું;
અવિનાશી પદ મળે તેહને, રામ કૃપાથી રાજ્ય વડું.-સર્વ૦

---

## एक ज्ञानीनो अनुभव.

### પદ ૫૫ [ જુનું થયું રે દેવળ-એ રાહ. ]

મોતી ચરેરે હંસા, મોતી ચરે;
સુખરે સાગરમાં, હંસા મોતી ચરે;
એરે મોતીનું કોણુ મૂલ કરે.—સુખરે૦
અમુલખ મોતી કેરૂં, અતી અજવાળુંરે;
ઝવેરી જુએ તો તેનું, મનડું ઠરે—સુખરે૦
એરે મોતીમાં ચૌદ, લોક સમાયાંરે;
બ્રહ્મા વિષ્ણું ને શંકર, શોધ કરે.—સુખરે૦
જતન કરીને તેને, રાખે કોઈ જાળવીરે;
શૂરા વિણુ ન કોઇ, સંભાળ કરે.—સુખરે૦
ખરીદ કરે તેને, ખોટ ના આવેરે;
નિરભાગી દેખી તેથી, દૂર ફરે.--સુખરે૦
સદગુરૂ સાહેબ કેરી, હોય મે'રબાનીરે;
તેરે મોતીનો સાચો, વણજ કરે.—સુખરે૦

ત્રિકમ કહેરે મોતી, દેખી મન મહારૂં રે;
લેવાને કારણીએ, સાગરમાં ઉતરે.—સુખરે૦

---

## आंतर्मुख केवी रीते थवुं ?

### પદ ૫૬ ( મુરખડા મૃગલા એ લય. )

કોઈ સંત સોહાગી, સાચી વાટે સાંચરશે. (૨)
ત્રણ લોકોનો તજી તમાસો, ચોથા પદમાં જાશે;
પદ પાંચમે કરે પસારો, નિરમળ નિર્ગુણ થાશેરે.—કોઈ૦

અનહદ નોબત જ્યારે વાગશે, બંકોગઢ જીતાશે:
પંચ તત્વનો કરી નીવેડો, નિર્ભય નિશ્ચળ ધ્યાસેરે.—કોઈ૦

કર્મ કોટના તોડી કાંગરા, અલખ પદે ઉજાશે:
જન્મ મરણની છુટે ભાવના, સદા બ્રહ્મપદ ભાસરે.—કોઈ૦

ભાગ્યવાનને ભગવત મળશે, દુર્ભાગી દુભાશે;
તેમાં ન ચાલે જરી કોઈનું, અકલ વિના અથડાશેરે.—કોઈ૦

અટપટી વાત અનુભવ કેરી, પ્રેમ વડે પરખાશે;
મોહ મટે માયાના સઘળા, તો સર્વે દુઃખ જાશેરે.—કોઈ૦

કહે ત્રિકમ સદગુરૂ ચરણથી, સઘળી વાત સુધરશે:
નિશ્ચયથી નિર્મળ ગુણ ગાતાં, કીલમિષ કોટી કપાશે.—કોઈ૦

---

## अमीर शी रीते थवाय ?

### પદ ૫૭ [ રાગ ઉપરનો ]

જઈ ઝીલો કોઇ, ત્રઠ તરવેણીને તીર. (૨)
ગંગારે જમનાને, વચ્ચે સરસ્વતિ:
નિર્મળ દિસે જેમ નીરરે—જઇ૦
ગુરૂગમ હોય તેતો ગોતીને જાશેરે, કરશે શુદ્ધ શરીર;
આવાગમનનો ફેરો ટળેરે, ભાઈ કરમનું મટેરે કથિર.—જઇ૦
અનહદ વાજાં વાગશેરે, ભ્રમણાની ભાગશે ભીર;
જીવરે ઇશ્વરનો ઝઘડો મટેરે ભાઇ, મરણની મટેરે અધીર—જઇ૦
મનુવો રોકયા વિના મારગ ન સુઝેરે, સુરતામાં હોય જો સુધીર;
અલખ બુલાખી મળે એહનેરે ભાઇ, ગુરૂજન સાચા હોય પીર-જઇ૦
ત્રિકમ તન મન ટેકીએરે, મળે જેમ નીરમાં નીર;
આશા તોડોરે આ ખલકનીરે ભાઇ, તે જન થાશેરે અમીર.—જઇ૦

---

## एक योगीना अनुभवोद्गार.

### પદ ૫૮ ( રાગ ગરબી. )

કોઈ ગુરૂ ગમથી ગમ પાવોરે,
અલખ લખવામાં નાવે;
કોઈ ૬૯ આસન કરી ધ્યાવોરે—અલખ૦

કોઈ ઉલટા પ્રાણ ચઢાવોરે.--અલખ૦
કોઈ ગગન મંડળ બીચ જાવોરે.--અલખ૦
કોઈ નિર્મળ જ્યોત જગાવોરે.--અલખ૦
કોઈ સુરત નુરતમાં સમાવોરે--અલખ૦
કોઈ સહજ સમાધી લગાવોરે.--અલખ૦
કોઈ મનના મેલ નિવારોરે.--અલખ૦
કોઈ તૃષ્ણા તપત બુઝાવોરે.--અલખ૦
કોઈ માયા માન ઘટાવોરે.—અલખ૦
કોઈ પૂરણ પદને પાવોરે.—અલખ૦
કોઈ ભાવા ભાવ ભૂલાવોરે.—અલખ૦
કોઈ વૃત્તિ સરવ વિસરાવોરે.—અલખ૦
કોઈ ગુણાતિત ગુણ ગાવોરે.—અલખ૦
કોઈ લક્ષા અલક્ષ કરી આવોરે.—અલખ૦
કોઈ સમરણ સાર કમાવોરે.—અલખ૦
કોઈ તત્વો તમામ તજાવોરે—અલખ૦
કોઈ પંચ ભૂત પલટાવોરે.—અલખ૦
કોઈ બુદ્ધિ પ્રપંચ ન સાવોરે.—અલખ૦
કોઈ મદ મત્સરને મટાવોરે.—અલખ૦
કોઈ ચરણ કમળ ચિત્ત ચાહોરે.—અલખ૦
કોઈ પ્રેમ પૂરણ પરખાવોરે.—અલખ૦
જેહિ લખેવાકો ઓહી લખનારોરે.—અલખ૦

મન મોહન મન હરનારોરે.—અલખ૦
લીજે મનુષ્યા જન્મનો લ્હાવોરે.—અલખ૦
ત્રિકમ કહી નવ ફરી આવોરે.—અલખ૦

---

## दीपोत्सवी.

### પદ ૫૯ ( સમરૂં સદા ભરપૂર એ રાગ. )

સદા રહી ભરપૂર, અંતરમાં દીસે દીવાળી;
નથી કાંઇ ખાંપણ ખોડ, આઠે પ્હોર રહી અજવાળી.—સદા૦
ગુરૂગમ ખેલે કોઈ સંત, નિત્ય પ્રતી રહે નીહાળી.—સદા૦
હોય નિરભય નિરવાણ, દીધાં જેણે તનમન ટાળી.—સદા૦
એક રસ રહે સદાય પ્રભુ, ભવ ભંજન ભાળી.—સદા૦
માયા મોહને માન તજ્યા, વિણ લાગે ન તાળી.—સદા૦
કહે ત્રિકમ સત્ય વાત શાન્તિવિણ, ન મળે દીવાળી.—સદા૦

---

## मन भक्तिवश थाय तोज ध्यान करी शके ?

### પદ ૬૦ ( બનઝારો. )

સમજણ તો પડી ગુરૂ જ્ઞાને, પ્રભુ ભક્તિ વિષે મન માને:
ગ્રહી ચિતવૃત્તિ નિજ ધ્યાને, રહી ભગવત રૂપના ભાને.—સમજણ૦
શાન્તી સુખ મળે એક તાને, હંસ શબ્દ શુણે વિણ કાને;
તેની ઓળખ છે અનુમાને, વિરમે ઉન મૂનિ અસમાને—સમજણ.

બહુ જન્મ તણા પૂણ્યદાને, મળે અવસર તજે અભિમાને;
રહેવું સત્ય તણી વળી સાને, નિરમળ નિરગુણના જ્ઞાને–સમજણ૦
પ્રેમ પૂર્ણ તણા રસપા'ને રહે, વિશ્વ સરવ જઇ રાને;
વસે ત્રિકમ અવિચળ સ્થાને, શ્રી સદગુરૂ કેરા ધ્યાને.--સમજણ૦

---

## आत्म प्रभाव.

### પદ ૬૧ ( બીગરી કોન સુધારે એ લય.)

આત્મ અનુભવ જ્યારે થાશે,
મટશે મોહ માયાનોરે.--આત્મ૦
શુદ્ધ ચૈતન નિરમળના જ્ઞાને;
ઘટશે ગરવ કાયાનોરે.—આત્મ૦
વર્ણાશ્રમ સહુ વાટે વળશે;
રંક અને રાયાનોરે.—આત્મ૦
જ્યાં લગી રંગ ન લાગે ઘટમાં;
ગોવિંદ ગુણ ગાયાનોરે.—આત્મ૦
ત્યાં લગી અવગુણ જાય ન એકે;
જૂઠ જગત જાયાનોરે.—આત્મ૦
કહે ત્રિકમ નિજ વસ્તુ મળ્યા વીણ;
ભરમ ન ટળે ભાયાનોરે.—આત્મ૦
સદગુરૂ કૃપા થયા વિણ કોને,
દાવ ન લાગે ડાહ્યાનોરે.—આત્મ૦

---

## मन पक्षीने ब्रह्मगुहामां प्रवेशवा प्रबोध.

### પદ ૬૨ ( સવૈયા–કટાવ. )

નિર્મળ જ્યોત પ્રકાશ નિરંતર, વાં બિશરામ તું કર મન પ્યારા.
સુરજ ચંદ્ર ન તારા વિજળી, ઉનસેં અધિકા નુર હે ન્યારા.
પંચ તત્ત્વ અરૂ તીન ગુણુ ભૂલે, વાકુ હોવત અલખ દેદારા,
પ્રાણુ અપાન ગતિ જપ પલટે, ચલે સુષુમણુ જેસે છુટે ફુવારા.
"ભ્રમર ગુફા બીચ સ્થિર જબ હોવે; વાકુ મીટે તબ જક્ત કીનારા"
પલટે જીવ શિવકું દરસે, આદિ પુરૂષકા હોય ઉજારા.
બહુ બિધ નાદ ગગન સબ, ગરજે હંસ શબ્દકી હોવત ધારા.
ઉનમની દેશ અગમ બીમ ડરના, વાં સાહેબકા ઘર હે સારા.
છૂટે વાસના જબ સુખ પાવે, વાકુ મીટે ફીર કાળ કરારા,
મીટે જંજાળ જગતકી ભારી, અવર મીટે સબ કરમ કુઠારા.
ત્રિકમકે શિર સદ્‌ગુરૂ દાતા, હાથ પકડ દીએ મોક્ષ દવારા.

---

## मनने शिक्षा.

### પદ ૬૩ ( મારવાડી દેશી. )

હાંરે મનવા ધરને તું ધીર, ચેતન પુરૂષના ચરણમાંરે....જી.
ભ્રમણાની ભાખશે ભીડ જવુંરે, મટે જન્મ મરણમાંરે....જી.
જેમ હોય નીર માંહિ નીર, જુદું તો થાશેરે જાતિ વરણમાંરે..જી.

એક રસ રહેવું મારા વીર, સાચોરે શબ્દ સૂણી કરણમાંરે....જી.
ટેકી રહેજે તરવેણી તીર, ઉપાધી મટેરે સાહેબ શરણમાંરે....જી.
ગુરૂ જન મળે જો અમીર, ત્રિકમ ન રીઝે માયા તરણમાંરે....જી.

---

## झघडो त्यजवा सुबोध.

### પદ ૬૪ ( કાફી. )

ઝગડો છોડનેરે જરૂર. ( ૨ )
ઝગડો કરે જગદીશ ન રીઝે, ભેળો કરે શું ભૂર.—ઝગડો૦
પંડિત વાદ કરે બહુ ભારી, મનનું ન તજે મગરૂર.—ઝઘડો૦
પોથી વાંચે ન મળે નિરંજન, ભટકણ રહે ભરપૂર.—ઝગડો૦
નિર્મળ થઇને નીરખ હૃદયમાં, સાચો ઉગે જ્યાં સૂર—ઝગડો૦
જ્યાં લગી મમતા રહે જગતની, ત્યાં લગી રહે પ્રભુ દૂર.—ઝગડો૦
નિજ પદ એલે નાથ નિરંજન, નિરમળ વરસે નૂર.—ઝગડો૦
કહે ત્રિકમ સદ્‌ગુરૂ પ્રતાપે, અટકળ રહી ત્યાં અધૂર.—ઝગડો૦

---

## ध्यान कोनुं करवुं ?

### પદ ૬૫ ( પ્રભાત. )

સચ્ચિદાનંદ સુખ ધામ શ્રી કૃષ્ણકો, નિશદીન હૃદય બીચ ધ્યાન ધરીએ.
કોટી જન્મો તણા કલેશ સે’જે મટે, ભક્તિ નિર્મળ થએ ઠામ ઠરીએ.
પ્રેમ પૂરણ વડે પ્રીતિ બાંધે પ્રભુ, રહે સદા નિકટ નિજ નિત્ય વરીએ.

પાવન પુરૂષ પરીબ્રહ્મ સહુ જક્તમાં, વ્યાપી રહ્યો નહિ દૂર જરીએ.
ત્રિકમ તન મન સોંપીએ તેહને, જક્તની વાસના દૂર હરીએ.
કાંઇ કરવું રહે નહિ કદી તેહને, સત્ય સંગત વિષે નિત્ય સરીએ.

---

## मंगळ गान.

### પદ ૬૬ ( દરબારી કાનડો. )

શ્રી ગીરજા રમણ કરૂણા નિધાન, સત્ય સમરો;
ઘડી ઘડી પળ પળ રટણ કરી હૃદયે, ચિત ધરો.—શ્રી૦
મહા મંગળપદ એજ વસ્તુ નિજ, જાણી સ્મરણ કરો.—શ્રી૦
ત્રિકમ તનમન ધન કરી અરપન, ત્રિવિધિ તાપ હરો.—શ્રી૦

---

## श्री इष्ट प्रति अभ्यर्थना.

### પદ ૬૭ ( કાનડો. )

અષ્ટ પ્રહર પ્રભુ દરશન દેજો, અવર ન માગું કાંઇરે. (૨)
જયાં જયાં દૃષ્ટ પડે હે જીવન, સનમુખ રહેજો ત્યાંઇરે.—અષ્ટ૦
જગ રચના ભુલવણી ભારી, મેટો મનડા માંહીરે;
આપ વસો અંતરમાં આવી, ગિરીવરધર ગોસાંહીરે.—અષ્ટ૦
લેહ લાગી ત્રિકમને તમશું, આવી પકડો બાંહીરે;
કૃષ્ણ હરિ કરૂણામય સુંદર, વિનતી વિસરજો નાહીરે.—અષ્ટ.

---

# श्री रणछोडरायजीने सेवक भावे विनंती.

## પદ ૬૮ ( શીવજી શહરીઆનો રાગ. )

મ્હારા મન ગમતા મહારાજ; રાય રણછોડજી. રે૦
તમે છો સેવકના શિરતાજ; ,, ,,
આવી પુરો હૃદયમાં વાસ; ,, ,,
ન માગું બીજું તમારી પાસ; ,, ,,
વહાલા ઘડી ઘડી દરશન દીજે; ,, ,,
જેથી મનડું મા'રૂં રીઝે; ,, ,,
તમારૂં રૂપ મનોહર કારી; ,, ,,
દરશન કરવા તલસુ ભારી; ,, ,,
હેતે હરી ગ્રહોને હાથ; ,, ,,
છોજી નોંધારાના નાથ; ,, ,,
પ્રભુજી ભવ ભટકણુ છે ભારી; ,, ,,
તેથી લેજો આપ ઉગારી; ,, ,,
મારે નથી અવરની આશ; ,, ,,
નટાડો માયા મોહની ફાંસી; ,, ,,
વિનંતી સુણો ગરીબની આજ; ,, ,,
મોહન મ્હેર કરો મહારાજ; ,, ,,
દેજો નિર્મળ ભક્તિ તમારી; ,, ,,
વિઠુલજી તમ પર જાઉં વારી; ,, ,,

પૂર્વે ડંક ઋષિને વર આપ્યું; " "
ઠાકોર આવી દ્વારકા સ્થાપ્યું; " "
ઓડાણે સેવ્યા કૃષ્ણ મોરારી; " "
તેની કીર્તિ જગતમાં ભારી; " "
ત્રિકમ કહે છે બે કર જોડી; " "
મુજમાં બુદ્ધિ બહુ છે થોડી; " "

---

## आद्य पुरुष प्रकाश.

### પદ ૬૯ ( ગિરધારીરે એ લય. )

ઓળખજોરે આદ્ય પુરૂષ અવિનાશી;
જેથી મટે સરવ ભવ ફાંસી.

### સાખી.

ભાવાતિત ભક્તિ વશ ભારેરે, ભજે તેને ભૂલે નહિ કયારેરે;
આવી આવા ગમનને નિવારેરે, સુખ સાગરે, રહ્યા સર્વે ઘટ વાસી;
સદા અનુભવ જ્ઞાન પ્રકાશી.—ઓળખજોરે૦

### સાખી.

જયારે જયોતિ સ્વરૂપે મળશેરે, ત્યારે તિમીર હૃદયનું ટળશેરે;
ભાગ્ય પૂર્વ જન્મનું ફળશેરે, વિશ્વંભરરે, વિમળ સ્વરૂપે વિલાસી.
તેના ચરણમાં પ્રાગને કાશી.—ઓળખજોરે૦

### સાખી.

મન મંગળ રૂપમાં મળશેરે, ચિત્ત ચંચળ ગતિ સૌ ચળશેરે,
મોહ માયાના પાછા વળશેરે, આનંદ નીરે, સીમા રહે સહુ ભાસી;
વળી અખંડ જ્યોત ઉજાશી.—ઓળખજોરે.

### સાખી.

તેમાં સર્વ સંકલ્પ સમાવોરે, વૃત્તિ સર્વ તેમાં વિરમાવોરે;
ફરી જન્મ મરણમાં ન આવોરે, ત્રિકમનેરે, સદ્‌ગુરૂ મળ્યા સુખરાશી.
કીધો નિર્ભય પદનો નિવાસી.—ઓળખજોરે૦

---

## प्रभु शरण थएला सेवकना उद्गार.

### પદ ૭૦ (રાગ ઉપરનો.)

હે પ્રભુજી રે, આવ્યો હું શરણ તમારી;
ભરોંસો છે આપનો ભારી.

### સાખી.

શરણાગતને સુખદાતારે, તમો સર્વ કુટુંબ પિતુ માતારે;
દીજે શાન્તિ અને સુખશાતારે, કૈવળપદ ગામીરે, વિનતી
સુણો એક મ્હારી.
દીજે સંકટ સર્વ નિવારી.—હે પ્રભુજી૦

## સાખી.

સગપણ તો તમારૂં સાચું રે, માટે માયા રંગ ન રાચું રે;
જગજીવન તમને જાચું રે, નિર્મળપદ વાસીરે;
માધવ મોહન મોરારી, વિઠલ તમપર જાઉંવારી.—હે પ્રભુજી૦

## સાખી.

અંતરની જાણો અવિનાશીરે, શું કે'વું પડે સુખ રાશીરે;
પરમારથ પૂરણ પ્રકાશીરે, ચૈતન ઘનરે, ચિતની મટાડો લાચારી;
આણે અવસરે લેજો ઉગારી.—હે પ્રભુજી૦

## સાખી.

પ્રભુ સાચો ભરોંસો તમારોરે, સંસારીડો દીસે છે ખારોરે;
નથી એકે ઉગરવા આરોરે, ત્રિકમનેરે, ચરણ શરણે લો તમારી;
કરૂણામય હે ગિરધારી.—હે. પ્રભુજી૦

---

## मनने सदुपदेश.

### પદ ૭૧ ( આશાગોડી. )

સાર વસ્તુ નિજ નામ, ભજ મન સાર વસ્તુ નિજ નામ. (૨)
નિરખ નિરંતર અંતરમાંહી, પલપલ આઠો જામ.—ભજ૦
સર્વ સુખોની એ છે અવધી, મળતાં ન બેસે દામ—ભજ૦
તું એનાથી એ છે સરવમાં, પ્રાપત, પૂરણ કામ.—ભજ૦

વિશ્વનાથ વ્યાપી રહ્યો, સઘળે ઠાલો ન દીસે ઠામ.--ભજ૦
તજ તૃષ્ણા માયા મદની સહુ, એ ભુલવણી તમામ.--ભજ૦
સદગુરૂ સાનવડે ત્રિકમને, મળીયું અલખનું ધામ.—ભજ૦

---

## सर्वत्र आत्मदर्शन करनारना अनुभवोद्गार.

### પદ ૭૨ ( રાગ ઉપરનો. )

ભાસે આતમ રામ, સરવમાં ભાસે આતમ રામ.—(૨).
આત્મ રામ વિના અન્ય ન દીસે, દશે દીશાએ તમામ—સરવ૦
જ્યાં જોવું ત્યાં એક અનામય, નિરભય નિરમળ શ્યામ—સરવ૦
કર્મ વડે દીસે નાનાવત, નર પશુ વૃક્ષ ને વામ.—સરવ૦
તત્ત્વ વિચાર કરીને જોતાં, સર્વનું છે એક ઠામ.—સરવ૦
અંતર ખોજે મળે અલએલો, નિરાલંબ નિજ નામ.—સરવ૦
ત્રિકમ પ્રેમ વિના પરસે નહિ, આત્મ અનુભવ ધામ—સરવ૦

---

## चिदानंद लहरी क्यांथी प्रकटे छे ?

### પદ ૭૩ ( રાગ ઉપરનો. )

પૂરણ પરમાનંદ, પ્રગટે જ્યાં પૂરણ પરમાનંદ.
સર્વ કર્મ સમરપો એને, થઇ બેસો નિરદ્વંદ.--પ્રકટે૦
નિર્મમ નિર્હંકાર થવાનું, એ છે સ્થાન સ્વછંદ.--પ્રકટે૦

વાણી વિનોદ રહે સહુ અળગાં, મનડું બને ત્યાં મંદ—પ્રકટે૦
લહરી સુખ સાગરમાં સમાતાં, મટે સરવ ભવ ફંદ.—પ્રકટે૦
કેવળ અનુભવ રૂપ પ્રકાશે, આપે આનંદ કંદ.—પ્રકટે૦
ત્રિકમને સદ્‌ગુરૂ કૃપાથી, ભાસ્યો નિજ આનંદ.—પ્રકટે૦

---

## मनने ज्ञानवाटिकामां प्रवेशवा सद्‌बोध.

### પદ ૭૪ ( કચ્છી કાફી. )

મનડા ભજને વારમવાર;
તુજને મળે સરજનહાર.....જી.
સદ્‌ગુરૂની સાન પકડી;
ઉતરો ભવજળ પાર.....જી.
નિર્ભય પદમાં વાસ વસતાં;
નાવો દુઃખને દ્વાર.—મનડા૦
ભક્તિનું ફળ ભારે મળશે;
ધ્યાન ધીરતા ધાર.....જી.
આત્મ બ્રહ્મને આપે ઓળખ;
ભૂલી સહુ સંસાર.—મનડા૦
શિવ પદમાં સુરતા સમાવી;
મોભી મનવો માર.....જી.
વાસનાઓ વળશે પાછી;
જયારે મળશે કિરતાર.—મનડા૦

નિરાલંબે નિત્ય રહેતાં;
મટે કરમ કુઠાર.....જી.
ત્રિકમને સ્વામી અલખ મળીઆ;
ભાગ્યો ભરમ વિકાર.—મનડા૦

---

## જ્ઞાન વાર્ત્તા.

### પદ ૭૫ ( ચાલતી ચોપાઇ. )

જ્ઞાનિ કરીએ જ્ઞાનની વાત, જેથી હોય બ્રહ્મ સાક્ષાત;
જન્મ મર્ણનો ફેરો ટળે, વસ્તુ વસ્તુ માંહીજ મળે. ૧
સદ્ગુરૂ વિના ન સમજણ પડે, ભેદ ભ્રાંત્તિ આવી સૌ નડે;
સાધન પણ વિધ વિધનાં કહ્યાં, વગર સમજે જવાયે વહયાં. ૨
શાસ્ત્ર પુરાણનો નાવે પાર, મત ઝાઝાનો વધ્યો વહેપાર;
એક બીજાને નિંદે સહુ, વાદ વિવાદ વધીઆ બહુ. ૩
પકડે તે છોડાયજ નહીં, જેમ મર્કટે મુંઠજ ગ્રહી;
એમ જગતમાં ફંદો વધ્યા, એક બીજા લડવાને શધ્યા. ૪
ખરી વાતની કરે ન ખોળ, બેસે પંડીત ઓળ્યા ઓળ્ય;
તજે નહીં અભિમાન લગાર, તર્ક વિતર્કો કરે અપાર. ૫
મનનો એકે તજે ન મેલ, દીસે છત્રપતિ શા છેલ;
ડહાપણમાં ડુલે બહુ જન, ઇશ્વરનું ન કરે ભજન. ૬
છે આ જગનો એક સૃજનાર, તેને ભૂલી ભમે અપાર;

સમજો તો છે ટુંકી વાત, સત્ય સમાગમ કરીએ ભ્રાત. ૭

જ્યારે નિર્મળ બુદ્ધિ થશે, અભિમાન દેહનું સહુ જશે;
હરી ભક્તિનો લાગે રંગ, ત્યારે મળશે સંતનો સંગ. ૮

તત્ત્વજ્ઞાનની સમજણ પડે, ત્યારે મારગ મોક્ષનો જડે;
" પ્રણવ ધ્યાન પ્રથમ કીજીએ, " સાર વસ્તુ સમજી લીજીએ." ૯

" દૃષ્ટા દૃશ્યને દર્શન ટળે, ત્યારે જીવ શિવને મળે; "
" વૃત્તિ વૃત્તિ માંહિ સમાય, તે પદ તો નિર્વાણ મનાય." ૧૦

ત્યાં નથી જાતી કે વર્ણ, ત્યાં નથી આકાશ કે ધર્ણ;
કાળ દેશ કે સીમા નહીં, ભેદ ભ્રમણા ત્યાં નવ રહી. ૧૧

કૂળ ગોત્ર શાખા કે વેદ, દીસે વસ્તુ સર્વ અભેદ;
આદી મધ્ય કે અંત ન કોઇ, હું મ્હારૂં ત્યાં જાય વિલોઇ. ૧૨

અનંત જ્યોતિ પ્રકાશે આપ, પરમ પુરૂષનો દેશ અમાપ;
મન બુદ્ધિ ચિત ને અહંકાર, તે સર્વેનો આવે પાર. ૧૩

ચાર વાણીથી અકળ અલેખ, કોઇ તરેહનો નહીં ત્યાં ભેખ;
" તત્ત્વમસિ તો એ સાક્ષાત્, સાંભળને જ્ઞાની તું વાત." ૧૪

નિરાલંબપણે રહેવાય, જન્મ મરણનો ભય ટળી જાય;
સહજાવસ્થા સુખમાં રહે, એ અવસર કોઇ જ્ઞાની લહે. ૧૫

ટળે જક્તની તૃષ્ણા સર્વ, પંચ ભૂતનો મટતાં ગર્વ;
જ્ઞાન ગરીબીને સંતોષ, ધરે નહીં કોઇપર રોષ. ૧૬

યથા લાભ આવી જે મળે, તે દેખી ચીતડું નવ છળે;
" કાર્ય સહુ કારણમાં સમે, અંતર વૃત્તિ અંતર રમે." ૧૭
" ત્રણ ગુણોથી છે પરવાત, ટળે પ્રકૃતિ હોય નિર્વાત;"
" એક વસ્તુ તે એકજ ભાસે, ત્યારે તેથી કાળજ ત્રાસે. ૧૮
" નિઃસંશય મન જ્યારે થાય, તર્ક વિતર્કો સર્વે સમાય;"
" ક્ષેત્રતણો ક્ષેત્રજ્ઞજ હોય, સાક્ષી ચેતા કૈવલ્ય જોય." ૧૯
પરમારથ તેનો સહુ થયો, પૂરણમાં પૂરણ થઇ રહ્યો.
અવર જક્ત અભિમાને વહે, કાળ પાશનાં બંધન સહે. ૨૦
છૂટે નહીં જીવ અજ્ઞાન, જ્યાં લગી ભર્યું માયાનું માન;
કર્મતણા વશ વર્તે તેહ, પંચ વિષયમાં રાખે નેહ. ૨૧
મિથ્યા વાત વેદાન્તની વદે, મન તો પૂર્ણ ભર્યું મદે;
માયા દેખી રીઝે રંક, તેથી કેમ થવાય નિઃશંક. ૨૨
આઠે પહોર ધનની અભિલાષ, એક બીજાની રાખે આશ;
નિર્મળ નીતિ નહીં જ્યાં લગી, નહિ એ ભક્તિ એ છે ઠગી. ૨૩
ઉપર બતાવે સંતની દેશી, અંતરની વૃત્તિ રહે દ્વેષી;
બીજાને દે જ્ઞાનનો બોધ, પોતાનો નવ જાય ક્રોધ. ૨૪
છળ કપટથી જનને છેતરતા, પછી પેટ પોતાનું ભરતા;
માલ તાજા બનાવી રૂડા, દૂધપાક અને માલપુડા. ૨૫
મેવા મિશ્રી આરોગે નિત્યે, પુષ્ટ દેહ બનાવે અનિત્ય;
સુખ પાલને નરમ બીછાનાં, ગાદી તકીઆને પીચ દાનાં. ૨૬

મિથ્યા સુખ દેખી મલકાય, જો ન મળે તો કરે હાય હાય;
પરધન પામી કરે બહુ શેખી, એક બીજાના દેખાદેખી. ૨૭

જુઠ ભરાણું જગમાં બહુ, મોહ વશે મુંઝાણું સહુ;
ઇશ્વરને ઓળખીઓ નહિ, મિથ્યા વાટે ચાલ્યા વહી. ૨૮

ધર્મતણા આગ્રહી અનેક, પણ નવ સમજે સત્ય વિવેક;
કોઇ કહે નિર્ગુણ છે દેવ, કોઇ કહે સગુણ તતખેવ. ૨૯

સાચું તે સમજે કોઈ જન, પ્રભુ ચરણમાં રાખે મન;
જગમાં એક વિશ્વંભર જાણો, તેમાં ભ્રાન્તી કદી ન આણો. ૩૦

"એકાગ્ર ચિત અંતર તાણો, સદગુરૂથી ઈશ્વિરને જાણો;"
તેજ વાતે નિઃસંશય હોય, ખરી ખબરથી દુખડું ખોય. ૩૧

"વળી સરવથી મટે વિરોધ, તેજ ખરો સાચો છે બોધ;"
"જીવ સર્વ પોતાના ગણે, નિરપરાધીને નવ હણે." ૩૨

સમાનપણે સરવેપર પ્રેમ, શત્રુ ગણી નવ રાખે વહેમ;
દયાવાન ને અંતર શુદ્ધ, પાપ તણી નવ ઉપજે બુદ્ધ. ૩૩

પ્રેમાળ હૃદય રહે નિશદિન, કોઇ સમય નવ હોય મલીન;
હરીભક્તશું બાંધે પ્રીત, ચાલે જગમાં રૂડી નીત. ૩૪

દુષ્ટ વચન કોઇને નવ કહે, દુઃખ પડે તે સરવે સહે;
કોઇ ઉપર દોષ નહીં ધરે, એક ઈશ્વરના રહે આશરે. ૩૫

જાતિ વરણને કુળ અભિમાન, તે સર્વેનું તોડે તાન;
સદા રહે નિરમાન સ્વભાવ, કદી ન ખેલે જુડા દાવ. ૩૬

શાન્તપણે રહી વચન ઉચ્ચારે, હૃદયે ખેદ કદી નહીં ધારે;
તેવા જન છે હરીના દાસ, રાખો તેપર દૃઢ વિશ્વાસ. ૩૭.

મહા મંગળપદને મેળવે,-સાચી ભક્તિમાં ભેળવે;
તેમાં નથી દામનું કામ, વગર કોડીએ રીઝે રામ. ૩૮

સામગ્રીની નથી જરૂર, જ્યાં તૃષ્ણા ગઈ છે બહુ દૂર;
પેટભરા નહીં હરીના દાસ, રાખે નહીં ઝાઝું ધન પાસ. ૩૯

કર્મ ભાવે મળે જેટલું, યથાવિધિ ખરચે તેટલું;
ભરે નહીં ધનનો ભંડાર, સમજી માયાનો એ માર. ૪૦

માર્ગ પંથને ધર્મના ભેખો, તે ઇશ્વરના ભક્તો લેખો;
"કોઈ સંગે નવ કરીએ વાદ, કલેશ તણો તે છે ઉન્માદ." ૪૧

વેદશાસ્ત્ર પુરાણ ને ગીતા, અમૃતમય એ ભરી સરિતા;
જેને ભાવે તે જન પીએ, અન અધિકારી તેથી બી'એ. ૪૨

તેનો ધરીએ નહીં સંતાપ, સગાં સહોદર કે હોય બાપ;
પૂર્ણ પૂણ્ય વિણ સુમતિ ન હોય, માટે દુઃખ નવ ધરીએ કોય. ૪૩

જીવ સર્વનો કર્તા એક, રચી બગીચો કર્યો વિવેક;
ભાત ભાતના કીધા રંગ, જેવો વાદીગરનો ઢંગ. ૪૪

નૃતકી વેશ નવા બહુ ધરે, પણ પોતે એકજ અનુસરે;
તેવો માયાનો વિસ્તાર, સર્વેને શીર સરખો ભાર. ૪૫

આપ આપણા બોજે દુઃખી, તેને કોણ કરે જઇ સુખી;
બોજ વગરનો હોય કોઈ જન, જેનું પરમારથ પર મન. ૪૬

તેવો જન કોઇ આવી મળે, બોજ ઉતારી સાથે પળે;
કરે સુખી ને દુઃખ સહુ હરે, તેવા જન હોય પ્રભુ આશરે. ૪૭
માટે ભાઇઓ સમજો સાર, મનુષ્ય દેહ ઉત્તમ અવતાર;
ડરી ડરી ડગલાં દીજીએ, કાર્ય સર્વ ઉત્તમ કીજીએ. ૪૮
કરવું તે ભોગવવું પડે, આગળ પાછળ આવી નડે;
દુઃખ દેખીને કૂટે કપાળ, પાણી પહેલાં ન બાંધે પાળ. ૪૯
પછી વિમાસણ શીદને કરો, આગળથી ચિત્તમાં નવ ધરો;
ડુબ્યા પછી ઉગારે કોણ, કામ ન આવે જોષિ જાણ. ૫૦
હવે કિનારે આવ્યું નાવ, પાર ઉતર્યાનો લીજે લા'વ;
અમૃતમય વસ્તુ લીજીએ, કાર્ય સફળ સર્વે કીજીએ. ૫૧
ભેખ ધરે તે ભીખી ખાવા, જગતમાંહી જુઠા ધરી દાવા;
" અંગ રંગે ઈશ્વર નવ મળે, મન રંગે તો દુઃખડું ટળે. " ૫૨
" માટે કોઈ ન બદલો વેશ, દૂર ગએ પણ ન મળે દેશ; "
" અંતર ખોજે જાય અજ્ઞાન, એક ચીત કરી ધરજો ધ્યાન." ૫૩
" શ્વાસ ઉપર જો સૂરતા ધરો, ઉર્ધ્વ માર્ગ લઇને સંચરો; "
" ધીરતા ધરીએ ગગનમાં ઝાર, ત્યારે મળશે પ્રભુનું દ્વાર " ૫૪
" નિજપદનાથ નિરંજનતણું, સ્ફટીક પ્રભા તેજોમય ઘણું; "
" સ્વરૂપ મનોહર મહા વિશાળ, ત્યાં નવ પહોંચે કાળ કરાળ. ૫૫
સદા એક રસ વ્યાપક દેવ, સાચી તેની કરીએ સેવ;
તે વિણ જગકર્ત્તા કોઇ નથી, ઉત્તમ પુરૂષ એતો સર્વથી. ૫૬

માટે સમજો જ્ઞાની જન, આદી પુરૂષનું કરો ભજન;
નિખીલ જક્તથી ન્યારો નથી, શાસ્ત્ર પુરાણે વાણી કથી. ૫૭
તેમાં શું સંદેહજ કરો, વેદ વચનથી ચિતમાં ધરો;
મટવા કોટી જન્મના કલેશ, આપે જવું આપણે દેશ. ૫૮
પોતે ભૂલ પોતાની કાઢો, તજો લોભી સંગનો મારગ આડો;
શીદને પકડી બેઠા પુંછ, મિથ્યા શીદને મરડો મુછ. ૫૯
પસ્તાવો પાછળથી થશે, અવસર તો એળે સૌ જશે;
અંતે જૂઠ ન આવે કામ, તેથી રીઝે ન રાઘવ રામ. ૬૦
ત્રિકમ સદગુરૂ શરણે રહી; શિખ સરવ મનડેથી ગ્રહી;
મટ્યા સર્વ મનના પરિતાપ, જપ્યા જુકતે અજંપા જાપ. ૬૧
કૈવલપદ કેશવનું મળ્યું, જન્મ મરણનું દુઃખડું ટળ્યું;
એ સૌ સદગુરૂ તણો પ્રતાપ, સ્થાનક મળીયું અંતે અમાપ. ૬૨

---

## सर्वत्र इश दर्शनकारना आनंदोद्गार.

### પદ ૭૬ ( રાગ પ્રભાત. )

સાચું સગપણ શામળીઆનું,
અવર તે જૂઠી સગાઇ;
દશે દીશામાં જ્યાં જોઉં ત્યાં,
ભગવત રહ્યા ભરાઇ. સાચું૦
નિમિશ એક ન્યારા નવ દીસે,

જુઓ અંતર લવ લાઈ;
પરમાનંદ પૂરણ અવિનાશી,
છે અવિચળ પદ ભાઇ. સાચું૦
શરણાગતને એ સુખદાતા,
ગોવિંદ જ્ઞાન ગોસાંઈ;
સદા એક રસ વ્યાપી રહ્યા હરી,
એ વિણ અવર ન કાંઇ. સાચું૦
ત્રિકમ છોડ જગતની માયા,
હરખે હરી ગુણ ગાઇ;
કરે કૃપા કેશવ તુજ ઉપર;
એજ ખરી છે કમાઇ. સાચું૦

---

## जीवत्व टाळवा प्रबोध.

### પદ ૭૭ ( રાગ ઉપરનો. )

ભજ ભગવંત પૂરણ પુરૂષોત્તમ,
એજ સદા સુખદાઇ;
તજ મદ મત્સર લોભ મોહ છળ,
કુબુદ્ધ ક્રોધ કુટિલાઇ. ભજ૦
કર સત સંગત, શાન્તિ ધર ચિત્તમાં,
પ્રિય પરમારથ પાઇ;

મટશે કલેશ કોટી જંન્મના,
રહે પ્રભુ ચરણે સમાઇ. ભજ૦
નિર્મળ નાથ નિરખ નિજ અંતર,
જગત ભાવ વિસરાઇ;
તન મન ધન અર્પણ કર હરીને,
એજ ભક્તિ સુખ ભાઈ. ભજ૦
ત્રિકમ સાર સમજ મન માંહી,
એક રસ ધ્યાન લગાઇ;
મળશે મન મોહન મન ગમતા,
સદગુરૂ કરે સહાઈ. ભજ૦

---

## आंतर दीपोत्सवी क्यारे प्रकटे ?

### પદ ૭૮ ( કાફી. )

હરએથી હરિ ભજતાંરે, દીલમાં તો દીસે દીવાળી;
પ્રભુ પદ પ્રેમેરે, નિર્મળ થઇ લ્યો ન્યાળી.

### સાખી.

સત્ય વસ્તુ સમજ્યા વિના, ભ્રમણા મટે ન ભાઇ;
એક અચંબો દેખીઓ, પરવતને ગળી ગઈ રાઈ.
તન મન તો જેણે ટાળ્યાંરે, બીજ સૌ દીધાં બાળી.-હરએ૦

### સાખી.

આદ્ય મધ્ય ને અંતમાંરે, એક અખંડ અપાર;
નિરાધાર નિજમય હરિ, અખિલ જગત કીરતાર.
સાચો તો એને સમજીરે, ભાવેથી લેજો નિત્ય ભાળી.—હરખે૦

### સાખી.

પૂરણ બ્રહ્મ પરમાત્મારે, ભવ ભંજન ભગવંત;
તેનો ધરીએ આશરોરે, એમ કહી ગયા સહુ સંત.
બુડતાનાએ બેલી રે, વહેતાંને લેશે એ વાળી.—હરખે૦

### સાખી.

ત્રિકમ ત્રિભુવન જોઇનેરે, કીધો સત્ય વિચાર;
શરણે રહ્યો ગુરૂદેવને, મટવા મોહ વિકાર.
આનંદે અવિનાશીરે, ચિતડેથી લીધા ચાળી.—હરખે૦

---

## મનને પ્રભુ ભજવા સુબોધ.

### પદ ૭૯ (રાગ મારવાડી.)

ભૂલ્યા શું ભમોરે, માથે છે ભટકણનો ભાર,
રૂડાં શું રમોરે, કરતાં કેમ નથી વિચાર.
મન મોહે ભર્યુંરે, તેનો કદી ન આવે પાર;
દુઃખડું ના મટેરે, લીધા અનંત વાર અવતાર.
અવસર જાયછેરે, કેમ નથી ભજતા કીરતાર;

આખર એ નડેરે, આ સૌ માયા કેરો માર.
ચેતાવું ચેતજોરે, સાચો નથી જરા સંસાર;
જુગતે જાણજોરે, ભાવે ભજવા દેવ મોરાર.
કાયા કારમીરે, જેવી માટી કેરી ગાર;
વણશે વારમાંરે, પડતો રહે સરવ પરિવાર.
નજરે સહુ જુએરે, પણ એ ડરતાં નથી લગાર;
અંધા ધુંધમાંરે, ચાલી રહ્યો જગત વહેવાર.
ત્રિકમ ટેકજેરે, સાચા સદગુરૂ કેરે દ્વાર;
રીઝે રામજીરે, ઉતારે આ ભવ પેલે પાર.

---

## ज्ञानमां प्रवेशवा निमंत्रण.

### પદ ૮૦ ( છપ્પો. )

ગુરૂસે સમજલે જ્ઞાન,
ધ્યાનકો કરલે દેહરો;
અંતર મુખ કર વાસ,
રૂપ હે ઓતો તેરો.
દઢ નિશ્ચય કરી જાણ,
સોહી સુખકો હે ઝેરો;
નિશ્ચલ હો ઉસ ઠોર,
મિટે તનકો તબ ફેરો.

આઠો જામ આનંદ,
નહીં વા મેરા તેરા;
કેવળ ઓહી અખંડ,
નૂર બરસત હે નેરા.
કહે ત્રિકમ સત બાત,
સંત સબનકો ચેરા;
સદગુરૂ કે પરતાપ,
મિલ્યો અબ અમૃત બેરા.



## ध्येयाकार वृत्ति केवी रीते करवी ?

## પદ ૮૧ ( હરીગીત )

ઓમકારનો દીવો બળે, જો ધ્યાનમાં ધિર્તા ધરી;
તુજ અંતરે છે એ સદા, એ વાત તો વિગતે ખરી.
નથી તેલ કે બત્તિ તહાં, એ અગમ જ્યોત અપાર છે;
લીલા કહી ના જાય કોથી, સર્વનો એ સાર છે.
એક સૂક્ષ્મ નાડી ઉર્ધ્વગમની, પરાનામે પરખીએ;
નિજ રૂપને દરશાવનારી, નિરાકારે નિર્ખીએ.
પરિપૂર્ણ એ પરમાર્થ મારગ, શુદ્ધ થૈને સંચરો;
કરવું ન રહે પછી કાંઇ એમાં, મળે જો અમૃત ઝરો.

ભવપાશ ભ્રમણા છુટવા, સાચા ગુરૂને શોધીએ;
અહિ સાન સમજણુ કારણે, એકાગ્ર થઇ મન રોકીએ.
ત્રિકમ કહે તુર્યાપદે, અવસાને રે'વું આપમાં;
પછી રહે જગત જખ મારતું, સર્વે સરવના માપમાં.

---

## संयम प्रवेशक सोपान.

### પદ ૮૨ ( રાગ પ્રભાત. )

ૐકારનો દીપ, પ્રકટાવ્યને ઘટ વિષે;
સૂક્ષ્મ નાડી વિષે, જૈને જોને;
પ્રકટ પુરૂષોત્તમ, તુર્ત ત્યાં તો મળે,
દર્શને દેહની, ભ્રાન્તિ ખોને. ૧
દ્વારપાલો જે, ઇંદ્રિય ગોલક તણાં;
તે સહુ બાંધ્ય, જેમ ખીલે લ્હોને;
અતી બળવંત, નાયક મન દેહમાં;
તેહના સર્વ સંકલ્પ ધોને. ૨
સૂર્ત સીડી રચી, પવનના પગથીએ;
ચઢ જઇ ગગનમાં, શાન્ત હોને;
ત્રિકમ કહે, ગુરૂદેવને આશરે;
લાગે નહીં, શ્યામતા સાચે સોને. ૩

---

## यथार्थ भक्तना इष्टश्री प्रति स्पष्टोद्गार.

### પદ ૮૩ ( જૂનું રે થયું દેવળ એ રાહ. )

તમને સોંપી શામળીઆ મુજ દેહ, હવે તો મ્હારૂં કાંઇ ન રહ્યું. (૨)
બહુરે જન્મથી વ્હાલા, ભ્રમણામાં ભૂલ્યોરે;
આરે અવસરમાં, મુજને ભાન થયું.—કાંઇ૦
જ્યાં જ્યાં જોઉં ત્યાં પ્રભુ, તમે સચરાચર;
આપ વડે આતો, સરવે જગત થયું.—કાંઇ૦
સાચાના સંગી તમે, આદ્ય અવિનાશીરે;
તમને સેવ્યાથી; મ્હારૂં સર્વ ગયું.—કાંઈ૦
ત્રિકમના સ્વામી પ્રભુ, અંતર યામીરે;
તમારા દરશનથી, મનડું મગન થયું.—કાંઇ૦

---

## सम दृष्टी राखवा जीवने सुबोध.

### પદ ૮૪ ( રાગ કાલીંગડો. )

નિંદા છોડો સબે પરકી, ખબર તો કરો ગુરૂ ઘરકી. ટેક.
સબકે ઉપર બસે નિરંજન, ઉન્કી માયા ફરકી;
પૂરણ બ્રહ્મસેં પ્રીત લગાવો, ઓર સીયાવરકી.—નિંદા૦
એક ચીજકી બની મૂરતી, નારી ઓર નરકી;
ઉનકે અંદર રામ બિરાજે, ખોલ દેખો ખિડકી.—નિંદા૦

તમાસગીરને કીયા તમાસા, મજા ઘડી ભરકી;
મોહ જાલમેં જગ ભરમાયા, ભૂલ પડી હરકી.—નિંદા૦
કહે ત્રિકમ ગુરૂનાથ આશરે, ફીકર મીટી ઝરકી;
અબ તો સંતો રમું રામમેં, સૂરત રહી સરકી.—નિંદા૦

---

## इष्टश्रीने नाव तारणार्थें विज्ञप्ति.

### પદ ૮૫ ( રાગ ધનાશ્રી. )

નાવ પડ્યું મધ્ય દરીએ; ગોવિંદા નાવ પડ્યું મધ દરીએ;
મહાજળ ભરીયું, સૂરત ન પહોંચે, કેમ કરી પાર ઉતરીએ.–ગો૦
પવન કરે તોફાન ચહુ દીશ, ડગતું દેખી બહુ ડરીએ.–ગો૦
નાવિક જોર કરી હવે થાકયા, અધવચ મુંગા રહી મરીએ.–ગો૦
નાથ તમારો પુરો ભરોંસો, બાંહ્ય ગ્રહો તો ઉગરીએ;–ગો૦
પાહિ પાહિ પુરૂષોત્તમ પાવન, સાહ્ય થજો આણે અવસરીએ.–ગો૦
ત્રિકમને છે ટેક તમારી, શરણ ગ્રહી દુઃખ હરિએ.–ગો૦

---

## मूर्खथी मौन रहेवुं.

### પદ ૮૬ ( કાફી, ત્રીતાલ અથવા કાલીંગડો. )

બાતાં કયા કરની મૂરખનસેં, જાકી સૂરત લગી અનધનસેં–બાતાં૦
નિજ અંતર ખોજે નહીં મૂરખ, ઢુંઢ ફીરત બનબનસેં;
બિદ્યા પઢ પંડિત કહાવે, ક્રોધ ન છુટે મનસે.—બાતાં૦

હરિ ભક્તિરસ પ્રેમ ન જાને, બાત કરે બહુ છલસેં;
કબ સુધરે અયસેં જન જગમેં, હૃદય ભર્યો બહુ મલસેં.—બાતાં૦
સત્ય સંગ બીન સુધરે ન કરની, બાત બિચારો મનસેં;
જૂઠ રહે જબ લગ ઘટ ભીતર, નજર ન લગે નિર્મળસેં.—બાતાં૦
ત્રિકમ કૃપા ભઈ સદ્દગુરૂકી, મીટયો સંગ અબ ખલસેં;
રામ વસે નિજ અંતર બાહિર, ભજન હોવે પલપલસેં.—બાતાં૦

---

## ज्ञान दशाना अनुभवोद्गार.

### પદ ૮૭ ( સખી સ્વપ્ન મહીં—એ લય. )

નિજ અંતર જ્યોતિ પ્રકાશ ભઇ,
એહી બાત ન મુખસેં જાય કહી;
અધ ઉર્ધ્વ દશોદીશ વ્યાપિ રહી,
જહાં કર્મ ન કાળ સુભાવ નહિ.
સત શાન્ત સદોદિત આપ એહી,
ભવ બંધન છોડન હારજેહી;
સમજો અબ રામ રે'માન તેહી,
ગુરૂ જ્ઞાન વિના નહિ જાય લહી,
કહે ત્રિકમ તત્વ વિચાર એહી;
દેહ ભૂલે બીના ન પમાય દેહી.

---

## अद्वैत दर्शन करावनार सरळ श्रेणी.

### પદ ૮૮ ( આશાવરી. )

જબ તક પાયા નહિ દેદાર, જહાં તક સબ રહી હયે તકરાર.
એક હી ગુરૂ એક હે ચેલા, એક ચલાવન હાર;
બીના બિચાર સબી જગ ભૂલે, કરતહી મારા માર.—જબ૦
એક હી ચંદા, એક હી સૂરજ, એક હી સરજનહાર;
એક હી ચોલા બન્યા તત્વસેં, એક હી પ્રાણાધાર.—જબ૦
એક હી જન્મ એક હી મરના, એક હી સુખ દુઃખ સાર;
એક હી ભૂખ તરસ હએ સબકો, એક હી સત્ય બિચાર.—જબ૦
એક હી હાર જીત સબ સરખી, એકહી ત્રિગુન બિકાર;
એક હી રાવ રંક હે જગમેં, એક હી નર ઓર નાર.—જબ૦
ભેદ ભાવ કરમનકો ભાઈ, ભાસે ભેદ અપાર;
કહે ત્રિકમ સાહેબકા બંદા, સબસેં રખ્ખો પ્યાર.—જબ૦

---

## मूले न भ्रमावा शिक्षा सूत्र.

### પદ ૮૯ ( ઝુમખડાં અથવા પંચકડાનો. )

તમે શું ભટકો ભુલ્યા ભાઈ,
રામ રમે નિજ પદ માંહી; ટેક.
વેદ પુરાણુ સૌ સાખ ધરે છે,
ઋષિ મુનિ કહે મુખથી ગાઇ.—રામ૦

પૂરણ પ્રેમ વિના ન મળે નારાયણ,
સત્ય સંગ છે એમાં સુખદાયી.—રામ૦
ધૂતા ધીંગાણા કરી બહુ બેઠા;
પામર જાય તેમાં પકડાઇ.—રામ૦
જીભ્હાના સ્વાદમાં સર્વે લોભાણા;
માલ મેવા મિશ્રિ ખાઈ.—રામ૦
ભક્તિ તજીને ભરમણામાં પેઠા;
કૃષ્ણ કૃપાળુ ન મળે કાંહી.—રામ
ચિત અચિત કરો પ્રભુ ધ્યાને;
પુરૂષોત્તમ પ્રકટે ત્યાંહી—રામ૦
ત્રિકમ કહે તન મનને રોકો;
હરિ ચરણ ભક્તિ પાઇ—રામ૦

## चिन्मय क्यारे थवाय ?

### પદ ૯૦ ( રાગ લાવણી. )

બ્રહ્મકા ધ્યાન ધરો ભાઈ,
સદા ઉસ ઠોર રહો જાઇ;
પ્રલય નીર સાગર જ્યું ભરીઆ,
દશે દીશા ભરપાઇ.
બીના સમીર તરંગ ન જામે,
વામન રહે સમાઇ. બ્રહ્મ૦

પ્રથમ ચંદ્ર સુરજ સમ કરના,
એ ગુરૂગમ ચતુરાઇ;
અજપા જાપ હોય જબ એક રસ,
ઉર્ધ્વ ગમન કર આઇ. બ્રહ્મ૦
નિરાકાર નિજ અંતર ખેલે,
પ્રકૃતિ મૂળ ગુંમાઇ;
નિરાલંબ પદ પાવે તબતો,
પૂરણ ભઇ કમાઇ; બ્રહ્મ૦
કહે ત્રિકમ ગુરૂ સંત કૃપાસેં,
મનકી ભ્રાન્તિ મીટાઇ;
અબ તો સંતો રમું રામમેં,
ઝળ હળ જ્યોત જગાઇ. બ્રહ્મ૦

---

## संतोनुं श्रेष्टत्व.

### પદ ૯૧ ( રાગ ઉપરનો. )

સંતનકે શિશ નમાવું,
મેરે મનકે મેલ મીટાવું. ટેક.
હરી સંતમે ફેર ન દેખું,
જબ જબ દરશન પાવું;
સંત ચરણ રજ શિશ ચડાવું,
અપના માન ગુમાવું. સંતનકે૦

સંત કહે સો સત કર માનું,
મિથ્યા તર્ક ન લાવું;
પૂરણ પ્રેમસે મન અપનેકું,
સાહેબ ઘર દીખલાવું. સંતનકે૦
સંત કૃપા બીન થોથી કરણી,
લુણ બીના જયું ખાવું;
સંત સંગમે શાન્તિ મીલે જબ,
મીટે મૂર્ખ સંગ જાવું. સંતનકે૦
કહે ત્રિકમ હરી સંત દયાસેં,
નિજાનંદ ગુણ ગાવું;
રામ બસે સબ ઘટકે અંદર,
મિથ્યા મોહ ન લાવું. સંતનકે૦

---

## संत समागम केवुं फल प्रकटावे छे.
## પદ ૯૨ ( રાગ ઉપરનો. )

સંતનકે સોબત પાઇ,
તનમનકી ફીકર મીટાઈ;
સદા રહુ આનંદમેં, ગોવિંદકે ગુણ ગાઈ;
પાપ પૂણ્યકી સંશા મેટી, ભૂલી જગ ચતુરાઈ.—સંતનકે૦
આદિ પુરૂષકે આશરે, પૂરણ ભઈ કમાઇ;
સાહેબ સંગ સોદા કીયાહે, નિરમળ જ્યોત જગાઇ.—સંતનકે૦

નિત પ્રતિ શિશ નિવાયકે, જ્ઞાન ગરીબી આઇ;
બહિર વાસના બેઠી ઝુરે, શિર પર હાથ લગાઇ.—સંતનકે૦
સમતા સતકી કોટડી, બેઠે સંત સમાઈ;
નિર્ભય નોબત બાજ રહીહે, સદગુરૂને દીખલાઇ.—સંતનકે૦
ત્રિકમ માયા છોડકે, સાચી પ્રીત સુહાઇ;
નિરાકાર નિજ અંતર સમરૂં, ચિત અચિત કરાઇ.—સંતનકે૦

---

## श्रेय वृत्ति–साधकनो सन्निश्चय.

## પદ ૯૩ ( સિંહાનો કનરો. )

સદ્ગુરૂ ચરણે સરોજે ઠરીએ,
નિશદિન ધ્યાન ધણીનું ધરીએ. (૨)
મહાસાગર માયાનો તરીએ,
કૂડ કપટ છળને પરહરીએ.—સદ્૦
પ્રેમ ભક્તિ પંથે, પરવરીએ;
હૃદય કમલ, ગોવિંદમય કરીયે.—સદ્૦
પ્રભુ ભજતાં, જગથી નવ ડરીએ;
દુરમતીઆંથી, પાછા ફરીએ.—સદ્૦
કહે ત્રિકમ જો, જીવત મરીયે;
તો આ જક્તમાં, નવ અવતરીયે.—સદ્૦

---

# मन सर्वात्म भावे शी रीते जुए ?

## પદ ૯૪ ( રાગ ઉપરનો. )

માન્ય અરે મન, સાચી શિક્ષા;
પૂરણ બ્રહ્મ, ભજવા લે દીક્ષા.—માન્ય૦
રામ વિના ન, કરે કોઇ રક્ષા;
જ્યાં નહીં વાદ, વિવાદ કે પક્ષા.—માન્ય૦
ભેદ સગુણ, નિરગુણનો ભૂલ;
શીદને ડહાપણમાં જઈ ડુલ.—માન્ય૦
રામ રમે, સર્વેમાં એક;
તેનો સાચો, સમજ વિવેક.—માન્ય૦
એ વિણ ન, મળે ઠાલો ઠામ;
જ્યાં જુએ ત્યાં, દીસે રામ.—માન્ય૦
નામ રૂપ ગુણ, અનંત અપાર;
કોઇ ન પામે, તેનો પાર.—માન્ય૦
આપ રહે, અળગા અદ્વૈત;
જેવું પયમાંહી, નવનિત.—માન્ય૦
અંતર બાહીર, એકજ દીસે;
જ્યાં વિરમે સૌ, તત્વ પચીસે.—માન્ય૦
નિરાધાર નિજ, અંતર ખેલે;
સર્વ સૃષ્ટિના, પહેલે છેલે.—માન્ય૦

મહીમા કોઈથી કહ્યો ન જાય;
ગુરૂ જ્ઞાને સમજે, સુખ થાય.—માન્ય૦
જડ ચેતનનો, થાય વિવેક;
તે પર ધરવી, સાચી ટેક.—માન્ય૦
"લક્ષ ગ્રહી, અલક્ષે ઠરીયે"
તો આ જગમાં, નવ અવતરીએ.—માન્ય૦
પૂરણ બ્રહ્મનું સગપણ સાચું;
નિશદિન, અંતરમાં એ જાચું.—માન્ય૦
જીવન મોક્ષના, ફળને આપે;
સ્થિર કરી, પોતામાં થાપે.—માન્ય૦
સુખ સાગર, સુખમય છે ભારે;
ભજવાથી ભવ, પાર ઉતારે.—માન્ય૦
રહે નહીં બીજું, કાંઇ કરવું;
સદા બ્રહ્મનું, ધ્યાનજ ધરવું.—માન્ય૦
તિર્થ વ્રત જપ યજ્ઞ ને દાન;
તે વડે થવું, પ્રથમ નિર્માન.—માન્યરે૦
વર્ણાશ્રમમાં, રહીને ભજીએ;
કૂડ કપટ છળ, સર્વે તજીએ.—માન્ય૦
ભેખ ધર્યાની, નથી જરૂર;
જ્ઞાન તણો, પ્રકટે જો સૂર.—માન્ય૦
જળ કમળવત્, જગમાં ફરીએ;
અંતરમાં ભક્તિ, આદરીએ.—માન્ય૦

"ચિત અચિત, બને જો ભજતાં"
"જકત તણી વળી, માયા તજતાં"—માન્ય૦
સદા પ્રેમ, અંતરમાં વાધે;
એમ કરતાં, સત્ વસ્તુ લાધે.—માન્ય૦
બ્રહ્માકાર, વૃત્તિ જો થાય;
તર્ક વિતર્કો, સર્વે સમાય.—
તુર્યા પદ, ઝુલે હરનિશે;
સર્વ કાળ રહેવું, તે વિષે.—માન્ય૦
કોટી જન્મનાં, બળીયાં પાપ;
થયું પરમારથ, આપો આપ.—માન્ય૦

**દોહરો.**

ત્રિકમને સદ્‌ગુરૂની દયા, સંશે સર્વે મનના ગયા.
ભ્રમણા ભાગી ભટકણતણી, મળી શાન્તી સૌ શિરોમણી.

---

## મનને સુબોધ.

### પદ ૯૫

કરમન, કાંઇક સત વિચાર;
જેથી ઉતરે, આ ભવ પાર.—કર૦
જન્મ મરણનું, ભટકણ ભારે;
આવે વારમ વાર.—કર૦

શું ભૂલે, માયાને દેખી;
એ છે મોહ વિકાર.—કર૦
"જો નિજ અંતર, રૂદય કમળમાં;"
"સ્થિર થઇ એક તાર."—કર૦
સૂક્ષ્મ સ્વરૂપે, ભાસે ભગવત;
માધન મુકુંદ મોરાર.—કર૦
વ્યાપક છે, વિશ્વંભર સઘળે;
સર્વતણા આધાર.—કર૦
નેતી નેતી કહી, નિગમ વખાણે.
કોઈ ન પામે પાર.—કર૦
ગુરૂ કૃપા વિણ, ગોવિંદ ન મળે;
જો ભણે શાસ્ત્ર અપાર.—કર૦
પ્રેમ વડે, પામો પુરૂષોત્તમ;
નિશ્ચે કરી નિરધાર.—કર૦
કહે ત્રિકમ હરી, ભક્તિ વિના કંઇ;
નથી જગતમાં સાર.—કર૦
શીખ સુણજો, મનડા માંરી;
ચુકીશ નહિ આ વાર.—કર૦

---

# चिन्मय चितार केवो होय ?

## પદ ૯૬ ( ગરબી. )

સખી અંતરના અજવાળે, હરીને નિરખોરે.
એછે આરે જક્તમાં એક, સરવમાં સરખોરે.
સખી પ્રપંચ પડદા માંહી, રમે અવિનાશીરે.
તેનો વીરલા ન જાણે ભેદ, જ્ઞાન પ્રકાશીરે.
સખી નિરાલંબ નિજ માંહી, નિત પ્રતિ ન્યાળોરે.
નથી એતો આપણાથી દૂર, ભ્રાન્તિ સહુ ટાળોરે.
"સખી તિર ત્રવેણીના માંહી, વસે વનમાળીરે."
"મોટા મુનિવર દે છે શાખ, લાગી જેની તાળીરે."
"સખી ગગન મંડળ રહ્યું ગાજી, મોરલી નાદેરે."
"ભર્યું દીસે સદા ભરપુર, સોહંમના સાદેરે."
"સખી વિધવિધ કેરા નાદ, વળી ત્યાં ભાસેરે."
ના ત્રુટે જરા એક તાર, હોય એક શ્વાસેરે."
સખી પ્રલય સમયના અગ્નિ, સમોવડ કાન્તિરે,
દેખી જીવ તજે અજ્ઞાન, તણી વળી ભ્રાન્તિરે,
સખી શાન્તિ સમુદરમાંહી, રહેવું પ્રભુ ચર્ણેરે.
ત્યાં નિતપ્રતિ મંગળ હોય, રાધા કૃષ્ણ પરણેરે.
સખી સદગુરૂ ચરણે પ્રતાપે, નિત્ય સુખ મળીયુંરે,
કર જોડી કે, ત્રિકમદાસ, કાર્ય સહુ ફળીયુંરે.

---

# वृतिरुपी सखीने सदुपदेश.

## પદ ૯૭ ( ગરબી. )

સખી મહાપદની ઓળખાણ, કરો નરનારીરે;
જ્યાં નિર્મળ નિત પ્રતિદીન દીવાળી છે સારીરે.
સખી માયાના રંગ તમામ, દીસે છે વિકારીરે.
એછે અંતે ભુલાવણ હાર, ભરમણા ભારીરે.
સખી બહુરે જન્મના પૂન્ય, મનુષ્ય દેહ મળીયોરે.
હોય શુભ નીતિ નિર્મળ કાજ, મોતીડે ફળીયોરે.
સખી સદા શીલ સંતોષ, ધરી મન રહીએરે.
નિર્ભય પદ મળવા કાજ, આનંદે થૈયેરે.
સખી પુરણ પ્રેમના પંથે, પ્રભુ ઓળખાશેરે.
જ્યારે થાશે ભક્તિ ભરપૂર; સર્વ દુઃખ જાશેરે.
સખી સદગુરૂ સંત પ્રતાપે, મળી સુખ શાન્તિરે.
રૂડો થાય જો આતમ બોધ, મટે ભવ ભ્રાન્તિરે.
સખી કૈવલ પદ શ્રી કૃષ્ણનું દરશાન થાશેરે.
ત્યારે કોટી જન્મના પાપ, સર્વે જાશેરે.
સખી મંગલ મનહર રૂપ, સરોજે ઠરીયેરે.
સદા પામીએ પરમાનંદ, સર્વ ભય હરીએરે.
સખી ત્રિકમ કહે તનમનથી, સમજ એ છે સાચીરે.
તેથી મળશે દીવાળી નિત્ય, સેજો પ્રભુ જાચીરે.

# आंतर प्रदेशमां इष्टने पधारवा विज्ञप्ति.

## પદ ૯૮ ( ગરબી )

હરિ માધવ મુકુંદ મોરાર, અંતરમાં આવોરે.
મારા કોટી જન્મના કલેશ, સર્વે સમાવોરે.
વા'લા મુજને ભરોંસો છે ભારી, શામળીઆ તમારોરે.
પાતળીઆ છો પુરણ કામ, પ્રિતથી પધારોરે.
વા'લા કૃપા કરી મુજ રંકને, દરશન દેજોરે.
મ્હારા મનડાની પુરીને આશ, સદા સ્થિર રહેજોરે.
વા'લા તનમન સોંપ્યાં છે તમને, હવે નથી મારાંરે.
આ જક્ત માયાના સુખ, લાગે બહુ ખારાંરે.
વા'લા તમથી અજાણી ન વાત, સરવ પ્રભુ જાણોરે.
ન કહેવું પડે કિરતાર, શરણમાં તાણોરે.
વા'લા નિત પ્રતિ નિજ પદમાંહિ, રમુ તમ સંગેરે.
આનંદ બહુ ઉભરાય, રહું ત્યાં ઉમંગેરે.
વા'લા અખંડ સુખનું ધામ, દીસો અવિનાશીરે.
મા'રા ટાળો ત્રિવિધિના તાપ, મેટી ભવ ફાંસીરે.
વા'લા ત્રિકમ કહે કરજોડી, અરજ એ છે મારીરે.
સુખ સાગર દેવ દયાળ, ગોવિંદ ગિરધારીરે.

# नित्य पाठ याने सत्य सिद्धांत.

## પદ ૯૯ ( દોહરે. )

સાહેબસેં સોદા કીયા, મનવા ભયા અમીર;
છોડ પરાઈ આશકું, ઝટપટ ધરલે ધીર. ૧
સમતા બીન સુખ હે નહીં, દેખ્યા ચારૂ મેર;
અદલ ફકીરી ધારકે, લીના મનવા ઘેર. ૨
સત્ય વસ્તુ જાકુ મીલે, તાકા કહુ પ્રમાન;
નિર વાસન મન હો રહે, ખુલે જ્ઞાનકી ખાણ. ૩
બન્યા વે'પારી રત્નકા, તે કયું માગે ભીખ;
દીલ મીલા દીલદારસેં. તે કયું પીવે વીખ. ૪
સમજ બીના ભક્તિ કરે, મોહ મટે નહિ એક;
સંત કહાવે આપકું, છૂટે ન તૃષ્ણા છેક. ૫
શિર સાટે ભક્તિ મીલે, ચિત ચોટે હરીસંગ;
ફીર ચિંતા કહો કયું રહે, વાટે હુવા વિહંગ * ૬
આદી પુરૂષકે આશરે, સંત રહે નિરમાન;
ઝગડા છોડે જકતકા, ધરે ન રંચ ગુમાન. ૭
સદા રહે પરમારથી, નિરમળ આઠો જામ;
ક્ષોભ નહિ જાકે હૃદે, કૃપા કરે તબ રામ. ૮
કૃપા ભઇ કીરતારકી, જબ તૃષ્ણા ભઇ શાંત;
નિત્ય રમે નિજ રૂપમેં, જ્યું દીપક નિર્વાન્ત. ૯

---

* પક્ષી.

જ્ઞાન ઉજાળા ઘટ ભર્યા, અંતર બાહિર એક;
નેક ન છુટે નજરસેં, એસો બ્રંહ્મ વિવેક. ૧૦
સાચ પીછાને સાચકું, જૂઠે જૂઠ દેખાય;
ઐસી રીતિ જ્ઞાનકી, કહો કૈસે સમજાય. ૧૧
કૃપા હોય ગુરૂ દેવકી, તબ સુધરે સબ કાજ;
મીલે મહાપદ મોક્ષકો, હોય અવિચળ રાજ. ૧૨
નિર્વાસન નિર્વાણ પદ, પાવે વિરલા જન;
મન ઉન મુન જાકો બને, તાકુ હય ધન ધન. ૧૩
જેસી જીનકી ધારણા, તેસો તીનકું લાભ;
જ્ઞાની પાવે રામકું, મુરખકે મન આભ. ૧૪
જ્ઞાન સરિતા નિરમળી, વહેતી આઠો જામ;
પીવે સો નર ઉગરે, પાવે નિર્ભય ધામ. ૧૫
મ્હેં મ્હેં કર કર સબ મરે, મ્હેં ના છોડે કોય;
મ્હેં છુટે નર જા સમે, જીવન મુક્ત ફળ હોય ૧૬
ભેદ રહે નહીં ભકતમેં, જો પાયા હરી ધામ;
એકહી માયા રામકી, એકહી સબ ઘટ રામ. ૧૭
પલપલ રામ ન વીસરે, તો સબ સુધરે કાજ;
અંતર પડદા ખોલકે, ભીતર હોય અવાજ. ૧૮
કરમડકું હરી ન મીલે, જબ લગ ચંચળ ચિત;
અવસર એળે જાતહે, સમજો બાત ખચીત. ૧૯
જીનકું ચા'ય હરિ મિલનકી, શોધો મન તન માંહી;
પૂરણ બ્રહ્મ પરીપૂર્ણ હે, મિથ્યા બાત ન કાંહી. ૨૦

ઇશ્વર બસે ન એક ઠોર, છોડો ભરમ વિકાર;
સબમે સબસા હો રહ્યા, સબકે અંદર બહાર. ૨૧
મૂર્તિ પુજા મનુષ્યકું, મોહ મીટાવન કાજ;
લાજ મીટે સબ લોકકી, તબ સુધરે સબ કાજ ૨૨
મૂર્તિમેં મન રોકલે, હોવે એકાકાર;
ભૂલ પડે સબ જકતકી, તબ પાવે દેદાર. ૨૩
વાદ ગરવકી કોટડી, બીચમેં ભરમકી ખાટ;
સોવે સો નિશ્ચે મરે, તજે સો પાવે ઘાટ. ૨૪
બકવા મત કર બાવરા, બીગડેગો સબ કાજ;
"શૂન્ય શિખર પર જો ચઢે, તબ પાવેગો રાજ." ૨૫
સમતામેં સબ પાયગો, જ્ઞાન ધ્યાન વિશ્રામ;
લાગે દોરી રામસું, એ સંતનકો કામ. ૨૬
વંદી ચલો સબ દેવકું, એ સબ હરીકે રૂપ;
બ્રહ્મ ભાવકું સમજકે, ત્યાગો ભ્રમ તમ કૂપ. ૨૭
અવિનાશી એક દેવહે, દુજા ભરમ વિકાર;
મનસા વાચા કરમણા, સમજો તત્ત્વ વિચાર. ૨૮
" ન્યારા ન્યારા દેવકી, લોભી કરતા સેવ; "
અંતર ભૂલી આપકું, ઉલટા કરત વિવેક. ૨૯
જન્મ ગુમાયા જુઠમેં, પેટ ભરતકે કાજ;
સમજ્યા નહીં સંત બાતમેં, મિથ્યા કરત અવાજ. ૩૦
સાધુ સાધે રામકું, અવર નહીં કુછ કામ;
મનસા વાચા કરમણા, જપતે આઠો જામ. ૩૧

જકત જુઠકી કોટડી, ભરીયા કાચ કથીર;
સંગત છોડો સમજકે, વિરલા જ્ઞાન સુધીર. ૩૨
હરિ હીરા મન લાયકે, તપત બુજાવત સંત;
ફીર ચિંતા કહો ક્યું રહે, મનવા ભયા નચિંત ૩૩
હૃદયા ભીતર રામકું, પલ પલ સમરે લાય;
તન મન સોંપે રામકું, અપના આપ ગુમાય ૩૪
કાયા બીચ કીરતારકુ, સમજી ભયા જો શાંન્ત;
તાકું માયા ક્યું નડે, બન્યા ચિત નિર ભ્રાન્ત. ૩૫
દુનીઆ ડુલે દુઃખમેં, ચાહતા નાના ભોગ;
મીટે ન ધનકી કામના, છુટે ન મોહ સંજોગ. ૩૬
"દેવળ મેંકા દેવકું, પધરાવો ઘટ બીચ;"
"આઠો જામ દરશન કરો, મનવા આંખો મીચ." ૩૭
"ગોવિંદ ઘટ ભીતર રમે, ફીર ક્યું ઢુંઢે બહાર;"
સમજયા નહીં હંસ બાતમેં, અંતે હોત ખુવાર. ૩૮
દરશનકા બાના ધરી, નિંદા કરત લબાર;
ચાલે જેસી ભેડ જ્યું, એક પીછે સબ લા'ર. ૩૯
મિથ્યા ભક્ત મનાયકે, કરતા દોડા દોડ;
કેસે રીઝે કૃષ્ણજી, મનકી મીટે ન ખોડ. ૪૦
નિમીષ નિમીષ હરી દરશકી, ચીતકું લાગે ચોટ;
તબ અંતે હરી આ મીલે, નહીં બાતમેં ખોટ. ૪૧
નિર્મળ નેનાં હો રહે, દેખે જબ હરી રૂપ;
એક હરીકો આશરો, ધારી રહે ફીર ચુપ. ૪૨

હરી ધન આયા હાથમેં, તાકું રહે ન ન્યૂન;
મનવા માન ગુમાયકે, બેઠ રહો તબ મુન્ય. ૪૩
ચિન્તા અનજળ બસ્રકી, સંત ધરે નહીં ચિત;
લાગી દોરી બ્રહ્મશું, મનસા ભયા નચિંત. ૪૪
"કાયા કંચન કોટમે, આય બેઠે જબ રામ;"
"પરમારથ પુરણ ભયા, દુજા રહ્યા ન કામ." ૪૫
ભય છુટા ભવ બંધકા, પાયા નિર્ભય ધામ;
પ્રકટે સુરજ જ્ઞાનકા, કીયા જાય વિશ્રામ. ૪૬
હમ હમ કર હમ મીટ ગએ, ભૂલે હમકા ભાન;
શાન્તિમેં જબ સમ ગયે, ભાસે નહીં કછું આન. ૪૭
પુરણ બ્રહ્મકી પાસમેં, માગું એક વચન;
સંગત દેના સંતકી, નિર્મળ રખના મન. ૪૮
મન માયાકું દેખકે, સદા રહે ઉદાસ;
કૃપા કરો નિજ રંકપર, છૂટે ભવકી પાશ. ૪૯
ઈશ ન માગું અવરકું, તમકું માગું સદાય;
રખખો અપના ચરનમેં, ભવ ભટકણ સબ જાય. ૫૦
દાતા તુંમ હો જગપતિ, મ્હેં તુમારા રંક;
પલ પલ દરશન દીજીએ, મનવા હોય નિશંક. ૫૧
ગોવિંદ ગરીબ નીવાજ હો, મ્હોંપર કરો કૃપાય;
તુમસેં ઇતના માગ લઉં, સદા રહો તુમ સાહય. ૫૨
ચા'ય તુમારે મીલનકી, અવર નહીં કછું કામ;
મીલીયો મંગળ રૂપસેં, પોંચે મનકી હામ. ૫૩

અવિનાશી અંતર બસો, તબ સુધરે સબકાજ;
મેરે મનકી જાનલો, કૃપા કરી મહારાજ. ૫૪
જ્ઞાન ગરીબી હો રહે, સદા શિલ સંતોષ;
સબ જગ અપના જાનકે, ન હોય કોપર રોષ. ૫૫
ગુરૂ પ્રસાદી પાયકે, તન મન ભયે પવિત્ર;
રહુ નિત્ય નિર્માન મન, સુણીએ સંત સુમિત્ર. ૫૬
" ધ્યાન ધારણા ધ્યેયકી, રીતિ નિર્મળ પાય; "
" લય ચિંતન લક્ષાવધિ, પુર્ષારથ ફળ થાય. ૫૭
મુક્ત વાસના જકતકી, હોવેગી જીસકાળ;
નિજ આનંદ સુખ પાયકે, બેઠ રહું દુઃખ ટાળ. ૫૮
ત્રિકમ સદગુરૂ આશરે, પાયા ભવ જલ પાર;
અલખ નિરંજન આપમેં, દીલભર દીઆ દેદાર. ૫૯
નિત્ય પાઠ નર જો કરે, એકાગ્રહ મન લાય;
હંસ શબ્દકી લારમે, ઉર્ધ્વ લોક ચલ જાય. ૬૦
છુટે ભવ સંસારસેં, પાવે પદ નિર્વાણ;
ગોવિંદકે ઘર જાયકે, ભૂલે ચોરાશી ખાણ. ૬૧

---

## सर्वांग विचार.

### પદ ૧૦૦

દેવ નિરંજન ધારકે, મનવા ભયા સ્વછંદ;
સર્વંગી મત સમજકે, કીયા સત્યકા સંગ.

જૈસી નદીયાં જાયકે, સાગર માંહી સમાય;
ફીર નિકશી ન દેખીએ, એક રૂપ બન જાય.
તૈસી રીતિ જકતકી, તત્વજ્ઞાનસેં જોય;
મન મેરા નિરમળ ભયા, સર્વ ભ્રાન્તિકું ખોય.
"એકહી અલ્લા ગૉડ હે, એકહી રામ રે'માન;"
"પાર્શ્વનાથ મહાદેવ સબ, એકહી ઘરકી સાન."
ન્યારે ન્યારે દેશકી, ન્યારી ભાષા જાન;
ન્યારે ન્યારે રૂપસેં, એકહી કીયા બખાન.
એકહી દેવ અગાધ હે, મહીમા લખ્યો ન જાય;
ઉનકી હુકમત પાયકે, સબ જગ રહે ઉરઝાય.
કામ ક્રોધ મદ લોભ છળ, પાંચ ચોર દુઃખ દેત;
ઉનકુ જીતે ભજનસે, તબ આનંદ સુખ લેત.
મન મેરા મશગુલ ભયા, ગુરૂ પરસાદી પાય;
કર્મ કાલકા ભય મીટયા, પ્રભુ ચરણ ચિત લાય.
સબ જગ હરીકી જાનકે, કબહુ ઉપજે ન ક્ષોભ;
વર્ણાશ્રમ કુલ ગોત્રકો, નાહી રહ્યો કછુ લોભ.
મન મેલાપા હોત હે, તન મેલાપ ન કામ;
સત્ય શબ્દકું સમઝકે, વિમળ કરૂં વિશ્રામ.
વૈર બીરોધ ન ઉપજે, નહિ મિત્રકો કામ;
અપના આપ ગુમાયકે, પાવું નિરંજન ધામ.
જક્ત જુઠ તજી જોગસેં, સત્ય સંગ કરી લેત;
અચળ હોઉ જબ ઇસમે, સમઝુ સર્વ અચેત.

મ્હેં ગુલામ ગુરૂ દેવકા, એક બુંદકે તૂલ;
ગીનતી કયા ઇસ જકતમેં, બડે બડે ગયે ભૂલ.
મેરે શિર સમરથ ગુરૂ, મહીમા લખ્યો ન જાય;
કૃપા કરી પલ એકમેં, દીયો પ્રેમ રસ પાય.
શબ્દ જાલકુ શોધકે, દીએ નિ:શબ્દ બતાય;
નિ:સંશય જાસે હુઆ, શાંતિ સરોવર નાય.
મ્હેં પૂજુ પરિબ્રહ્મકું, આપ અખંડ સ્વરૂપ;
મહીમા જાકો અપાર હે, સબ દેવનકે ભૂપ.
નમસ્કાર તાકું કરૂં, આઠો અંગ ન માય:
શુદ્ધ ભાવ કરી હેતશું, પૂજું પ્રભુકે પાય.
નિર્મળ નીતિ ગંગજળ, ચિત્ત ચંદન ઘસી લેહું;
પ્રેમ પુષ્પ નાના વિધિ, હરીકું અરપન દેહું.
જ્ઞાન દીપક આગે ધરૂં, ધ્યાન ધારણા ધૂપ;
સામગ્રી સબ જક્તકી, અરપણ કરૂં અનૂપ.
પંચ ભૂત પલટાયકે, અરચું અબીલ ગુલાલ:
મન મુકતા ફળ માલધરી, સ્થિરતાકી ધરૂં થાળ.
ઔરણાકી જારી ભરૂં, સમતા આચમન શુદ્ધ;
બુદ્ધિ બાતી પ્રકટકે, આરતી કરૂં અક્રુધ.
વિનય લઉં ઓવારણાં, સદા રહું કર જોડ;
નિર્મમ હો નમુ નાથકું, જય જય શ્રી રણછોડ.
હરદમ હંસ સ્વરૂપસેં, ખેલું હરીકે દ્વાર:

મહા મંગળ પદ પાયકે, છોડું જગકી લા'ર.
એક જહાં કે'ના નહિ, નહિ હોય અરૂતીન;
સબમેં પૂરણ સમજકે, લીયે પરમાર્થ ચિન.
ત્રિકમ ત્રિભુવન ત્યાગકે, પાયા શુદ્ધ સ્વરૂપ;
નિરાકાર નિજ રૂપમેં, નહીં શિત નહિ ધૂપ.

---

## विवेकवाणी.

### પદ ૧૦૧

જીનકું જેસા ગુરૂમીલે, તેસા તીનકું બોધ;
અંત સમજ સબ એક હે, સબસેં મીટે વિરોધ.
પરિબ્રહ્મ પદ પૂર્ણમેં, મારગ મીલે અનંત;
નાનાવિધ મત મનુષ્યકે, સબ ઢુંઢત ભગવંત.
નિર્ખે ન્યારા સ્વાંગકું, શત્રુ ગીણે સદાય;
આશયકું સમજા નહિ, ભૂલે ભરમણા પાય.
મારા મારી કરતહે, બીના સમજકી બાત;
જો સમજે સત બાતમેં, રહે નહિ પક્ષપાત.
સર્વાંગી સુખમેં રહે, શત્રુ મિત્ર નહીં કોય;
સદા રહે આનંદમેં, માન બડાઇ ખોય.
એસે જન જગમે ફીરે, નહીં અવરસેં કામ;
અપના કારજ સારકે, જાય પહોંચે નીજ ધામ.

બાદલ ચલે અકાશમેં, જીનસેં દુઃખી ન કોય;
તૈસેં બંદા રામકા, સુખી જગતકું જોય.
હીરા મોતી લાલ મણિ, હે સબ હજુરકી હેઠ;
તૃષ્ણા તપત બુઝાયકે, રહે અભયસેં એઠ.
કીસમતસેં કીરતારકા, પાયા નેન ભર નૂર;
અબ મનસા પૂરણ ભઇ, ઉડી જગતકી ધૂર.
કે'ણી નાવે કામમેં, રે'ણી ફળ દાતાર;
કે'ણી રીઝાવત લોકકું, રે'ણી ઉતારત પાર.
કે'ણી કાચ કથિરસી, રે'ણી કંચન ખાણ;
કે'ણી કપટકી પુતળી, રે'ણી બચાવત પ્રાણ.
કાયર રીઝે કે'ણીએ, રે'ણી રીઝાવત રામ;
મહા મંગળ ફળ મોક્ષમેં, રે'ણીકો હે કામ.
રે'ણી રખ્ખે સંતજન, નિર્મળ કરકે મન;
ડુલે નહીં દુઃખ દેખકે, વાકુ હય ધન ધન.
ઉગે સુરજ પશ્ચિમે, મેરૂ ડગે કોઇ દિન;
પૃથિવ કંપે કો સમે, ડગે ન સંતકો મન.
લક્ષ્મીસેં લલચે નહિ, દાસી હરીકી દેખ;
ભગવત કારણ વાપરે, નહીં બાત મીનમેખ.
યથા લાભ જો આ મીલે, રહે તામે સંતુષ્ટ;
ઇચ્છા નહિ અધિકકી, પરમ પ્રેમમેં પુષ્ટ.
દુનિયામેં કયા દેખના, પરગટ પાંચે ભૂત;
બસ્તર નાના ભાતકે, અંદર જેસો સૂત.

લીલા તીનું લોકકી, સબમેં વસ્તુ એક;
મનસે દુજા જાનકે, ભુલત જ્ઞાન વિવેક.
પ્રભુ સત્તાકું પાયકે, યથામતિ અનુસાર;
લીખા લક્ષણા લાયકે, મેરે શિર નહીં ભાર.
ત્રિકમ તિરથ ભોમકું, પાયા ઘટકે બીચ;
સફળ બન્યા તનતા સમે, મનકા ઉતર્યા કીચ.

---

## दुष्ट विमुख वृत्तिने उपालंभ.

### પદ ૧૦૨ ( મનંસા માલણીરે. એ લય. )

મનસા માલણીરે, તું લે જોગણકો ભેખ.—મનસા૦
જગ ઢુંઢણકું કયા ચલેરે, એ દુઃખ હરીયા દેખ;
ફીર પસ્તાવા હોયગા એ, નહીં બાત મીન મેખ—મનસા૦
ગુરૂ ચરણામૃત પાયકેરે, સ્વામી કરલે અલેખ;
જન્મ સફળ જાસે બને, તું અનુભવ કરકે દેખ.—મનસા૦
કાયા બીચ કીરતારકું, પ્રેમ ધરીને પેખ;
સમતામેં સમજાયગી, તબ મીટે કરમકી રેખ.—મનસા૦
ત્રિકમ મનસા સ્થિર ભઇ, એતો પૂરવકે લેખ;
સદા રહું હરી દ્વારમેં, પ્રીર ધરી કાળપર મેખ.—મનસા૦

---

## प्रभु केम मळता नथी ?

### પદ ૧૦૩

હો મનવા ! અવગુણ કૈસે મિટે;
તું કબહુ ન રામ રટે.—હો૦
જગ મિથ્યાકો સચ કર માની;
હરી ભજન સુ હટે.—હો૦
પાપ બુદ્ધિ પલ એક ન છોડે;
સત્ય બાતસેં સટે.—હો૦
દેવ વિપ્ર હરી સંત દેખકર;
નેત્ર રહે સબ ફટે.—હો૦
પરમારથકી બાત ન રૂચે,
નારાયણશું નટે.—હો૦
જુઠ હરામી કરત ન લાજે;
લોભ સંગ મન લટે.—હો૦
ત્રિકમ કબ સુધરે જન ઐસે;
પલ પલ આયુષ્ય ઘટે.—હો૦

---

## चिन्मय वृत्ति विलास.

### પદ ૧૦૪ ( મનસા માલણીરે )

મનસા મલણીરે, અબતો ચલો અગમકે દેશ:
અલખ નિરંજન શિર ધણીરે, મંગળ રૂપ મહેશ:
દેવ સબી આગે ખડે જ્યાં, બિનતી કરતહે શેષ.—મનસા૦

મહિમા જાકો, અપાર હે રે, હય વ્યાપિક વિશ્વેશ;
ચરણ શરણમેં જા રહો ફીર, નહીં દુઃખ નવક્લેશ.—મનસા૦
જગકી માયા મેટ કેરે, હૃદયે રમે હૃષિકેશ;
પલપલ દર્શન કીજીએ, એ પૂરણ રૂપ પરમેશ.—મનસા૦
સુરત સમાવો નૂરતમેરે, સમજત શાન્ત સુરેશ;
"ગગન ગુફા બીચ સ્થિર રહોરે, ઉલટા ચલત ખગેશ."—મનસા૦
ત્રિકમ સદગુરૂ આશરે, પૂરણ હોય પરવેશ;
નિર્ભય નોબત બાજતી જયાં, વસ્તુ રહી નિરદેશ.—મનસા૦

---

## मगरुर मनने शिक्षासूत्र.
## પદ ૧૦૫

બંદા કયાતો કરે મગરૂરી;
એક દિન તન હોવેગા ધૂરી.—બંદા૦
બહોત ગએ ઇસ જગમેં આકર;
અંત ગુમાય સહુરી.
વાકી ખોજ હજુ નહીં પાયા.
હો ગયે હુકુમ હુજુરી.—બંદા૦
એક બુંદસેં રચે પુતલા,
દેખો હિકમત પુરી.
ઈનકા શિરપર ડર નહીં જાનત.
કરતહે કરણી બુરી.—બંદા૦

બન્યા અમીર ચોર સંગ કીના,
ઐસી સમજ અધૂરી.
અંત હીસાબ કરેગા સાહેબ.
દેગા દંડ જરૂરી.—બંદા૦
"બેઠ એકાન્ત દેખ ઘટ ભીતર."
"બાજત અનહદ તુંરી."
"બીણા નાદ ઓર બજે બંસરી."
"ઘંટા ગરજે મધૂરી."—બંદા૦
"સૂરત નૂરત જબ બને એક રસ."
"ચંદ્ર સુરજ ચકચુરી."
"અલખ નિરંજન તખ્ત બીરાજે."
"નિરાકાર સબ નૂરી."—બંદા૦
"કહે ત્રિકમ સદ્‌ગુરૂ પ્રતાપે."
"પાયા જીવન મૂરી."
"ચિદાનંદ ઘટ ભીતર દર્શે."
"મિટ ગઇ મોહ મજૂરી.—બંદા૦"

---

## हरिज भणतर छे.

## પદ ૧૦૬ ( હાલાર કાફી. )

વીરારે મારૂં, ભણુતર એક હરી. (૨)

ઐસી રીતિ સમજકે, કરે ભક્તિ ભરપૂર;
નરમેં નારાયણુ મીલે, પ્રકટે જ્ઞાન ઘન સૂર.

---

## પદ ૧૧૦ ( રસ ગીતાનો રાગ. )

શાણા મન શીખને સારૂં, મટે અજ્ઞાન અંધારૂં.
થાશે શુભ તેમાં તારૂં, પ્રભુપદ મળશે પ્યારૂં.
નિજાનંદ રૂપને નિરખો, હેતે હૈયામાં હરખો.
એતો છે સર્વમાં સર્ખો, પ્રેમીજન પૂરણુ પરખો.
અનંત બ્રહ્માંડનો વાસી, આપે અદ્વૈત પ્રકાશી.
નિશમય નાથ નિરાશી, સદા સુખનાએ રાશી.
ચરામર એ વડે ચાલે, આપ જરીએ ન હાલે.
ભૂલ્યાં જન ભમતો ભાળે, ચઢયાં ચકડોળને માળે.
જો અંતરમાં શોધે, કરી મનના નિરોધે.
પામે જઈ પૂરણુ બોધે, મટે માયા વિરોધે.
વિવેક વૈરાગ્યના સંગે, રહેવું સદા નિત્ય ઉમંગે.
ધરી ધીરતા સુઢંગે, સેવે સદ્દગુરૂ પ્રસંગે.
નીતિ નિર્મળની ન્યાળે, દુરીજન સંગને ટાળે.
બોલ પોતાના પાળે, વહેતું મન પાછું વાળે,
શીલ સંતોષને ધારે, ભોગોની કામના મારે.
ભક્તિ કરતાં ન હારે, દેખી દુઃખ ડગે ન કયારે.
નેહ હરીજનશું બાંધે, તાર એક બ્રહ્મશું સાંધે.

છુટે જગ વારતા વાંધે, ચઢે પ્રેમ પૂરના ખાંધે.
ચિન્તા સરવે સમાવે, કોઈના ગુણુ દોષ ન લાવે.
કૈવલ્યની ભક્તિ કમાવે, આપું આપમાં ગુમાવે.
સાચો સુખ સાગર મળતાં, ત્યાંથી કોઇ દીઠાં ન ચળતાં.
લુણુ જેમ સાગરે ભળતાં, તેવું હોય ગોવિંદ વળતાં.
બહુ જન્મ તણી કમાઈ, કીધાં પૂણ્ય તિરથે નાહી.
યજ્ઞ વૃત્તે પૂથ્વી અપાઇ, તેને હોય ભક્તિ સવાઇ.
ગુણુ ગોવિંદના ગાય, તેમાં જરી શ્રમ ન થાય.
પ્રેમ પ્રભુ સંગે સમાય, તેનું સહુ કારજ થાય.
અવર જન આળસે ચઢીઆ, તે તો માયા ફંદમાં પડીઆ.
રામ વિના રાને રખડીઆં, ચોરાશી લક્ષે આથડીઆ.
કાળની ચોટ ન ચૂકે, થઇ શ્વાન ગર્ધવ ભૂંકે.
મચ્છ જેમ જળ વિના સુકે, તોય પણ માયા ન મૂંકે.
જીવ મોહ જાળમાં ફસીઆ, કુડી કરણીમાં ધસીયા.
અંતે યમ લોકે વસીયા, રાઢયો કરવામાં રસીયા.
કરે દુઃખી દીનને ઝાઝા, પોતે વગડાવે વાજાં.
ખાય ખીર ખાંડ ને ખાજાં, તેમાં વળી જોઇએ તાજાં.
રજોગુણી રામ ન જાણે, આપ મ્હોટાઇ માણે.
દુઃખી પર ધ્યાન આણે, લીધો મત આપણો તાણે.
રામ તણી ભક્તિ ન રૂચે, સત સંગ અંતરે ખુંચે.
એઠી કૃપણતા પુંચે, ભૂંડ્યો હરી દેવ સપુંચે.
બુદ્ધિ મદ મોહે મુઝાણી, રમર્યા નહિ સારંગપાણિ.

કુડની કીધી કમાણી, અંતે થયું ધૂળ ને ધાણી.
દુઃખ અંતકાળનું દેખી, ભૂલી ગયો સર્વે શેખી.
રોગો તણી પીડા વિશેખી, વળી મૃત્યુ આવતું પેખી.
નયણે વહે નીરની ધારા, છુટે જેમ ભારે ફુવારા.
દૂર રહે સ્નેહી ને દારા, કરે સહુ કારા ને પારા.
જોડી બહુ પાપની પુંજી, સત્ય તણી વાત ન સુઝી.
અંતે મુંઝાણો મુજી વાત, કાંઇ સુજે ન દુજી.
જુઓ સહુ નર ને નારી, ખેલ માયાનો ભારી.
તજો સહુ મોહ વિકારી, અંતે જાવું છે હારી.
દયા નિધિ દેવને મળીએ, વેદાન્તની વાટમાં વળીએ.
ભાવ થકી ભક્તિમાં ભળીએ, ત્રિવિધિના તાપથી ટળીએ.
દૃશ્ય પ્રપંચને છોડો, એતો છે જૂઠનો ઘોડો.
વૃત્તિ નિરાકારમાં જોડો, શાન્તિની ચાદર ઓઢો.
મુક્તપણું આવે આનંદે, નિર્ભય નિરમાનના છંદે.
દેવ મુનિ એ પદ વંદે, નિત્ય નિર્વાણના કંદે.
ત્રિક્રમે ત્રિક્રમણ કીધો, પ્રેમ રસ પૂરણ પીધો.
ચાલે મારગડે સીધો, બોધ ગુરૂદેવશું લીધો.

---

## મનને વૈરાગ્ય.

### પદ ૧૧૧ ( રાગ દ્રુપદની દેશી. )

ચિત ધાર ધાર, ગુરૂ વચન સાર,

એકતાર તાર, ભજીલે મોરાર;
કહું બારબાર, કરકે વિચાર;
જગ મોહદ્વાર, દુઃખ દે અપાર.—ચિત.
તજીદે વિકાર, ભવ ઉતર પાર;
કરે બેદ ચાર, મુખસેં પુકાર;
ધન પુત્રનાર, સબ ખડ્ગ ધાર;
કરતે સંહાર, પલ એક બાર.—ચિત૦
સત સંગ લ્હાર, મીલે જ્ઞાના ગાર;
થિર્તીકો ઠાર, જ્યાંહાં અજબ બ્હાર;
ત્રિકમ તયાર, ભયે મનકે સ્વાર;
રહે ખબરદાર, પાવે દેદાર.—ચિત૦

---

## मनरुपी भ्रमरने शिक्षा सूत्र.

### પદ ૧૧૨ ( રાગ કાઠીયાવાડી. )

મન ફરે છે ઘર ઘર હેરીરે હેરી, હજુ ચિત વૃત્તિ ના ફેરીરે ફેરી.
હરી ભજનની માળા ડ્હેરીરે ડ્હેરી, તોય છુટે ન ફરવું શેરીરે શેરી.
અહો લક્ષ ન લાગી લ્હેરીરે લ્હેરી, ત્યાં લગી ન છુટી મેરીરે મેરી.
નિર્ગુણની બજે ન ફેરીરે ફેરી, ના દીસે કોઇ ત્યાં તેરીરે તેરી.
ગોવિંદમાં લે સૌ ઘેરીરે ઘેરી, તો મળે અવિચળ દેરીરે દેરી.
કાચી છે જ્યાં તક કેરીરે કેરી, છે રસ મળવાની બેરીરે બેરી.
મટે મોહ પાશ અંધેરીરે અંધેરી, પછી નિગમ વાટ છે નેરીરે નેરી.
કહે ત્રિકમ વારતા ટેરીરે ટેરી, જેને મળી રામની કચેરીરે કચેરી.

---

## लोभी मनने उपालंभ.

### પદ ૧૧૩ ( રાગ પંચમ પ્રભાત. )

સર્વ મનોરથ પૂરે શામળો, એક ટગ ધ્યાન લગાવોરે;
માયા મોહને મૂકી વેગળા, ગોવિંદને ઘેર આવોરે. ૧
સાચાનો સંગી શામળીઓ, શીદને જગ ભરમાવોરે;
અંતરની જાણો અવિનાશી, ભૂલ્યાને શું ભમાવોરે. ૨
ભક્તપણું છે મોંઘા મૂલનું, લોભી થઈ ન લજાવોરે;
સદા એક રસ પ્રેમ મગનથી, સાચો વણુજ કમાવોરે. ૩
અન ધન વસ્ત્રને વાસણ સારૂં, ચિતડાને ન ડગાવોરે;
શ્યામ તણા ઘેર સર્વ સાહેબી, પૂરણ થઇ પરખાવોરે. ૪
ન્યૂન રહે નહિ હરિદાસને, લાલચ તજીને લુટાવોરે;
કહે ત્રિકમ પ્રભુદેવ કૃપાથી, ભક્તિ જ્ઞાન સુખ પાવોરે. ૫

---

## विविध लक्षण प्रकाश.

### પદ ૧૧૪ ( સવૈયા )

કરે કોઇ શાન્ત ચિત, જક્તકી ના ધરે પ્રીત;
સતસંગે માને હિત, સોઈ સંત માનીએ. ૧
કપટકો સંગ તજે, નિશ્ચે કરી હરી ભજે;
સત્યકી સામગ્રી સજે, તાકુ ભક્ત જાનીએ. ૨
કલ્પના ન ઉઠે જ્યાંઇ, સ્થિર વૃત્તિ હોવે તાંઈ,
અખંડ સ્વરૂપ માંહી, યોગી સુખ લેતહે. ૩

કારણમેં કાર્ય સમે, આપહીમેં આપ રમે;
માયાકો ન સંગ ગમે, સોઇ ત્યાગી જાનીએ. ૪
કાલકો ન ધરે ડર, પરાકે જાવે જો પર;
મનકું કરે અમર, સોઇ સિદ્ધ ઠાનીએ. ૫
કારણ અવિદ્યા કૂડી, મમત્વકી ભઇ મુંડી;
હું મિથ્યા ને દીસે રૂડી, જીતે જોગી ધ્યાનસે. ૬
કાયાકો ન ઇચ્છે સુખ, મનસે ધરે ન દુઃખ;
માયાસે રહે વિમુખ, મુમુક્ષુ પ્રમાણીએ. ૭
કિટસેં બ્રહ્મ પર્યંત, રચના ભઈ અનંત;
તામેં વસે ભગવંત, જીવન મુક્ત જાનલે. ૮
કીર બંધ્યો નળી સંગ, એ સૌ માયાકો હે રંગ;
બીગારત સબ ઢંગ, કેસે મુક્ત હોયગે. ૯
કેતે બીત ગએ કાલ, માયાકી ન્હા છટે જાળ;
પીછે રોવે બહોત બાલ, તાકું કહાં છોડીએ. ૧૦
કુલકો ગ્રહ્યો મમત, જૂઠકી કીની રમત;
સત્યકી ન જાણી ગત, બહુ બન્યો બાવરો. ૧૧
કેતે હોય ભયે ખ્વાર, ચઢે માયાકે તોખાર;
હજુ તાકો નાવે પાર, કોન ગતિ પાયગે. ૧૨
કાયાકો મમત્ત ધરી, ચારૂ દેશ રહ્યો ફરી;
હજુએ ન બેઠો ઠરી, શીખ કેસી દીજીએ. ૧૩
કૈસે કૈસે દેહ ગ્રહી, નાના વિધ ફીરે મહી;

પિછે લાગી રહ્યો અહિ*, શાન્તિ કબ હોયગે. ૧૪
કેશવ કૃપા નિધાન, તાકો ધર્યો નહિ ધ્યાન:
માયા વિષ્ર કીયો પાન, દુઃખમેં ડુલત હે. ૧૫
કેસે કર છુટે ઈસ, માયાકો મમત્ત ભાઈ;
દિન દિન અધીક, અધીક પ્રેમ હોત હે. ૧૬
દેખી આ જગત રીત, ભયો મન ભયભીત:
કેસે કરી હોય ઝીત, નહીં સમજાત હે. ૧૭
કોડીકી કમાઈ બીચ, હીરા તો હરાજ ભયા;
આયા નહીં કછુ હાથ, પુલે તો ફીરત હે. ૧૮
બડે બન હોઇ બેઠે, જમી બીચ જાઇ પેઠે:
સબ મુખ આગે દિઠે, ચિત્ત ન ધરત હે. ૧૯
દેખોજી માયાકો રંગ, બિગારત સબ ઢંગ;
હોવત ક્ષણુંમેં ભંગ, સ્થિર ન રહત હે. ૨૦
રંકમેં સેં રાજા ભયા, દુઃખી દિન સબ ગયા:
મલિન બિચાર રહ્યા, લોભી હો લરત હે. ૨૧
હિરા મોતી સોના ખાવે, કબુ તાકુ ખોટ નાવે;
ગરીબકું લૂંટ લાવે, તબ હજુ ચાહાત હે. ૨૨
માલીકને કીની મ્હેર, રિદ્ધિ સિદ્ધિ દીની ઘેર;
દીલમેં ના આવે મ્હેર, રંક રોવાવત હે. ૨૩
કહેતે હમ ન્યાય કરે, ગરીબકો ધન હરે;
હુકમકો ડર ધરે, દયા ના કરત હે. ૨૪

* સર્પ.

કેસી ગતિ હોવે ભાઈ, કબુ બિચારે ના આઇ;
પાપકી કીની કમાઈ, હીતકું હરત હે. ૨૫
રામકું ન ધર્યો શિર, બુદ્ધિસેં બન્યો અમીર;
કંચન સાટે કથિર, ગ્રહી મલકાત હે. ૨૬
ચારૂ મેર ચોકીદાર, ગીનતે ના આવે પાર;
કરત હે રખવાર, કોસેં ન ડરત હે. ૨૭
કાળ જબ આયે લાગે, તબ સબ દૂર ભાગે;
જોર ના લગત આગે, બીચસેં ધરત હે. ૨૮
પકડી કરે બેહાલ, મુખસેં ના હોવે સ્વાલ;
પુકારત સબે બાલ, પિછેસેં રોવત હે. ૨૯
સુનો મેરે સંત પ્યારે, દેખી માયા રહો ન્યારે;
ગયે બડે બડે હારે, માનમેં મરત હે. ૩૦
ગિનતીના કબુ હોત, જનમી કે પાયા મોત;
જાકી જાગે જ્ઞાન જોત, સોઇ સુધરત હે. ૩૧
ગોબિંદકે ગુણ ગાય, નિરાલંબ ધ્યાન ધ્યાય;
નિજાનંદ સુખ પાય, સત્યમેં સમાત હે. ૩૨
સ્થુળ સુક્ષ્મ કારણ કું, પ્રકૃતિ કે મારણ કું;
પ્રાણકે નિવારણ કું, બ્રહ્મકું ભજત હે. ૩૩
સોઇ સાર વસ્તુ એક, જાકી ધરો સાચી ટેક;
ચૈતન જડ વિવેક, કરી સુખ લેત હે. ૩૪
અખંડ સ્વરૂપ દેવ, જેહી કરે તાકી સેવ;
મનકી મીટાવે ટેવ, સ્થિરતા હોવત હે. ૩૫

કલ્પના ના ઉઠે જાંહાં, સીમા સબ પૂરી તાંહાં;
આના જાના મીટે વાંહાં, ફીર ના ફરત હે. ૩૬
કહુનેમેં ન આવે સુખ, મિટી જાય સબ દુઃખ;
ભાગે ભોજનસેં ભૂખ, સ્વાદકું લહત હે. ૩૭
પાયા જો ગુરૂ પ્રસાદ, મિટે તાકું બકવાદ;
બિન્દુમેં સમે જો નાદ, કોન બખાનત હે. ૩૮
માયા સંગ સબ છુટે, હુંકારકી હુંડી કુટે;
જર સબ ગયે લુંટે, ગમકુ પાવત હે. ૩૯
તાકી કે ત્રિવેણી તિર, નિરમેં મિલા જ્યું નીર;
ગગન ગયા સમીર, અલખ લખત હે. ૪૦
ગુરૂકી ચરણુ રજ, શિષ્ય ધરે હોઇ સજ;
હોય એક ચિત્ત ભજ, શાન્તિમે સમાતહે. ૪૧
મુરાદ[1] હાંસીલ[2] હોય, તનકી તપત ખોય;
શત્રુ મિત્ર નહી કોય, મૂલમેં મીલત હે. ૪૨
જ્ઞાનકી એસી હે રીત, મીટે જ્યાં હાર ઝીત;
બરતે દયાકી નીત, સોઇ ભાગ્યવંત હે. ૪૩
અંતર ઉગે જો સૂર, દેખે સબ હરી નૂર;
ભેદકી ભાગે જો ભૂર, તાકું સુખ હોત હે. ૪૪
માનકો રહે ના મૂલ, તબ હરી અનુકૂળ;
મિથ્યાકી ઉડાવે ધૂલ, બ્રહ્મ પદ પાયકે. ૪૫
મૂર્ખ ના માને એ રીત, જાકુ માયાકી હે પ્રીત;
બાતસેં બને ચકીત, જન્મ મરણુ પાયગે. ૪૬

---

૧ ઇચ્છા. ૨ પામવી.

બહોત જન શાસ્ત્ર પઢે, મોહ સંગ રહે ખડે;
અંત કાળ ચોટ ચઢે, નાહી ડરપત હે. ૪૭
દેખો અલ્પ કાળ લીયે, જક્તમેં જુલમ કીયે;
દીનકું તો દુઃખ દીએ, ગએ હાથ ચોલતે. ૪૮
બડાઈ ન આવે કામ, નાશવંત દામ ધામ;
જો ના ભજે આત્મરામ, બહુ ભૂલ પાયકે. ૪૯
"તૃષ્ણાકી તપત બુઝે, તાકું હરિ ભક્તિ સુઝે;"
"અંતરમેં આત્મ પૂજે, મોક્ષ સુખ લેત હે." ૫૦
"નિત્ય નિર્વાણ પદ, નહીં જહાં મોહ મદ;"
"બાજે તુરી અનહદ, એક ચિત્ત હોય કે." ૫૧
"વિશ્વ તો વિલય હોય, આપકુ તો આપ જોય;"
"દુજા રહે નાહી કોય, એક બ્રહ્મ જાનકે." ૫૨
"પ્રકૃતિકે પેલે પાર, સત્ય વસ્તુ નિરાધાર;"
"આનંદ ભાસે અપાર, અખંડ અદ્વૈત હે." ૫૩
"મહીમા કહ્યો ન જાય, ગુરૂ જ્ઞાને સમજાય;"
"વાણી સબ વિરમાય, તબ ફલ હોત હે." ૫૪
"ચિત્ત તો અચિત્ત હોય, ધ્યાને નિરાકાર જોય;"
"નહિ મિથ્યા ભાસ કોય, છૂટે સંગ જકતકો." ૫૫
બાવન અક્ષર બા'ર, નિઃશબ્દકો હે વિચાર;
' પરાકે આગેકો પાર, સર્વકો એ સાર હે ' ૫૬
"દિશા દેશ કાળ નહિ, સુક્ષ્મ પંચ ભૂત નહીં;"
"પ્રાણ જીવ શિવ નહિ, નિરામય નાથમેં." ૫૭

ગુરૂ મિલે બ્રહ્માનંદ, મેટી દીનો માયા ફંદ;
કર્મનકો છોડયો છંદ, કૃપાવંત હોય કે. ૫૮
વારાણસી જાકો વાસ; સોમેશ્વર આસપાસ;
ત્રિવિધિકો તોડયો ત્રાસ, એક પલ બારમેં. ૫૯
ત્રિકમ ત્રોડી જંજીર, બેઠે બન હો ફકીર;
માયાકે તો ફાડે ચીર, મ્હેર ગુરૂ દેવકી. ૬૦

---

## ક્યાંનો રહેવાશી.

## પદ ૧૧૫ ( બીહાગની દેશી. )

પિયર મારૂં પરમાનંદને ઘેર, જ્યાં છે સદાય સુખની લ્હેર (૨)
સાચા સગામાં મારા સદ્‌ગુરૂ દીસે, જેણે કીધી બહુ મ્હેર.—પિ૦
જ્યાંરે ગયા પછી જરૂર ન આવે, આરે જકતમાં ફેર.—પિ૦
કહે ત્રિકમ નીજ જ્ઞાન વિચારી, સ્હેલો ન દિસે સેર[1].—પિ૦

---

## કયો દેશ નિરખવા યોગ છે ?

## પદ ૧૧૬ ( રાગ ઉપરનો )

મનડું રે માને નિરખવા નિરગુણ દેશ, જેને પહેર્યો છે ઉલટો વેશ.
—મનડું૦
એરે દેશમાં વસે અવિનાશી, દુઃખ તો દીસે ન કોઇ લેશ.—મ૦
સર્વ ભુવનપર અમલ છે એનો, મહા બળવંત મહેશ.—મ૦

---

૧ શેરડો—રસ્તો.

શાન્ત જનોને સહાય કરે છે, સમરથ સાચા સુરેશ.—મ૦
કહે ત્રિકમ મ્હારે આશ છે એની, શરણ ગ્રહે હૃષિકેશ—મ૦

---

## श्री सद्गुरु श्रेष्टत्त्व.

### પદ ૧૧૭ ( રાગ ઉપરનો. )

મેરે સદગુરૂ અનકી બલિહારી, મીટયો ભવ બંધનકો ભયભારી—મે૦
સદા રહું શાન્તિમેં નિશદિન, તાપ- ક્લેશ નિવારી.—મેરે૦
માયા મોહ ન ઉપજે મનમેં, નિર્મળ જ્ઞાન વિચારી.—મેરે૦
તનમન ધન સબ ગુરૂકે અરપન, કરકે મનસા મારી.—મેરે૦
કહે ત્રિકમ સદ્ગુરૂ મન ભાવ્યા, મતિ સદ્ બોધે સુધારી.—મેરે૦

---

## सुखदातानुं शुद्ध स्वरुप.

### પદ ૧૧૮ ( રાગ ઉપરનો. )

વિશ્વ સુખદાતાકો વિમળ સ્વરૂપ, જામે સંત હોય તદ્રુપ.—વિશ્વ૦
પરમ અગાધ પ્રેમકો સાગર, સર્વ ભુવનકો ભૂપ.—વિશ્વ૦
બલિહારી જન ઓ ગતિ પાવે, મહિમા હોય અનુપ.—વિશ્વ૦
ત્રિકમ તન પટ ખોલકે નિરખો, બેઠ રહો ફીર ચુપ.—વિશ્વ૦

—o—

## परमात्मा सर्व सुखना हेतु छे.

### પદ ૧૧૯ ( રાગ ઉપરનો. )

સાહેબ મારા સર્વ સુખોના સમાજ, જેનું દીસે બ્રહ્માંડમાં રાજ્ય.—સા૦ ૧
વિશ્વ સર્વની રચી જે રચના, તેતો જેવી પાણી પર પાંજ—સા૦ ૨
અંતર માંહી વસી રહ્યા અળગા, કર્મો વડે હોય કાજ.—સા૦ ૩
નિત્ય નિરંતર નિર્મળ ન્યારા, તન મનને કરી ત્યાજ.—સા૦ ૪
ત્રિકમ સચ્ચિત આનંદ ભજવા, લોકોની તજી દેને લાજ.—સા૦ ૫

---

## श्रेय साधकना शुद्धोद्‌गार.

### પદ ૧૨૦ ( રાગ ઉપરનો. )

ઉતર ગયો અભિમાન, સાથીડા મેરો ઉતર ગયો અભિમાન.
જબસેં દર્શ તેરા મેં પાયા, બીસર ગયે શુદ્ધ સાન—સાથીડા.
જ્યાં જ્યાં દ્રષ્ટ પડે વાં તુહિ તુહિ, ભાસે નહિ કછુ આન.—સાથીડા.
મ્હેં તુજકું મેરે બીચ પાયા, અબ મ્હેં ભૂલ્યા ભાન.—સાથીડા.
કહે ત્રિકમ ગુરૂનાથં આશરે, પાયા નિત નિરવાણુ.—સાથીડા.

---

## कोण साची रीत न स्वीकारे ?

### પદ ૧૨૧ (રાગ ઉપરનો.)

મુરખ ના માનેરે સાચી રીત, જેને લાગી જુઠ શું પ્રીત.—મુ૦
પ્રભુ ભક્તિમાં પ્રીત ન ચોટે, વાણી વદે અનિત.—મુ૦
હરિ ભક્ત દેખીને દાઝે, હીણું વધામાં હીત.—મુ૦

માન ગર્વમાં હીંડે મહાલતો, ચતુરપણે ગ્રહી ચિત્ત.—મુ૦
અકલવંત તો દેખે આપને, સાચાં હારા સુત વિત.—મુ૦
દાન વૃતના કરે દરોગા, નહિ શાન્ત સમકીત.—મુ૦
ઝઘડા ખોરા જનો દુખાવે, બને આપ અજીત.—મુ૦
દગલબાજ ને લુણહરામી, ચોરે જનનું વિત્ત—મુ૦
માલ ઓળવી મન મલકાવે, ભોળાં કરે ભયભીત.—મુ૦
પેટ તણા પરપંચને માટે, સહે ઉષ્ણ ને શિત.—મુ૦
કહે ત્રિકમ એવા નર ઝાઝા, ખર તો બને ખચિત.—મુ૦

---

## आंतर अधिकारीने उपदेश.

## પદ ૧૨૨ [ લાવણી. ]

અંતર મેલ ધોયે બીન યારો, કીસ લીધ હોવે અલખ દેદાર;
જાહેર હય ઈશ જગકે ભીતર, બેદ કિતાબાં કરે પુકાર. ૧
નિરમળ રહેણી ચહે સંત કોઈ, લોભ મોહકો તજી બિકાર;
કામ ક્રોધ મત્સરકું મારે, સો નર ઉતરે પેલે પાર. ૨
જકા ફંદકા ઝઘડા છોડે, યામેં નહિ કછું દેખા સાર;
નિરાધારકા ધરે આશરા, પાવે તબ તો જ્ઞાન બિચાર. ૩
કફની પહેરે કપટ ન છોડે, જગમેં કરતે મારા માર;
માન મુલકમેં ફરે દીવાના, મનસેં તજે ન માયા પ્યાર. ૪
તરેહ તરેહકા ભેખ બનાવે, ઠગકે ખાવે સબ સંસાર;
વ્યસની ગાંજા ભાંગ તમાકું, ઠોર ઠોર ભર રહે બજાર. ૫

ગપ્પાં મારે જગ ભરમાવે, ઘર ઘર ફીરતે લારોલાર;
પૈસે કારણ પીર પુકારે, યામેં નહિ કછુ સમજયો સાર. ૬
અદલ ફકીરી મનકુ મારે, સાહેબસેં બાંધે એક તાર;
સદા અગમકી જયોત જગાવે, સો પ્હોંચે નિરગુણકે દ્વાર. ૭
મીલે કભી જો સુકા ટુકડા, દિલમેં દીલગીર નહિ લગાર;
ચાહે નહિ કબુ માલ મશાલા, ઉનકુ હોવે તત્ત્વ વિચાર. ૮
ભપકાસેં મત ભૂલો ભાઇ, એ સબ હે ઠગકે સરદાર;
મોહ માનમેં મિલે ન સાહેબ, પરખ લીયા પશુકે પીંડાર. ૯
ઠાઠ માઠ એ ઠગકી રીતિ, આઠો જામ રખ્ખે આચાર;
જીવ દુઃખાવે મ્હેર ન આવે, ઉનપર રીઝે કયું દિલદાર. ૧૦
સબી જહાંનપે એકહિ સાહેબ, ભાષા ભેદકો ભર્યો બિકાર;
સમજો સંત સમાગમ કરકે, તબ ઉતરે મનકો સબ ખાર. ૧૧
પંચ ભુતકા સબી પુતલા, કર્મ ધર્મકા બંધ્યા તાર;
આપ આપકી કરે કમાઇ, સુખ દુઃખકે કર રહે પુકાર. ૧૨
સબી જીવ સાહેબકા બંદા, ઉનકું સરજે સરજનહાર;
ખેલ કરતહે જગ બીચ આકે, રાત દિનકા પરદા ડાર. ૧૩
તમાસગીરને કીયા તમાસા, યામેં ભૂલે સબ સંસાર;
અસલ ઠિકાણા હાથ ન લાગે, તબ તગ હોતા ઓ'ત ખુવાર. ૧૪
સત્ય ધર્મકી કરે જો સોબત, જ્ઞાન ધ્યાનકા સજે શૃંગાર;
ગુરૂ બચનકા પીએ પિયાલા, શબ્દ ધુનિ સમજે ઓમકાર. ૧૫
પુરણ પ્રેમસેં જા ઘર પહોંચે, મિટે દુઃખ સબ ભયા કરાર;
કહે ત્રિકમ સાહેબકા બંદા, ફિર નહિ આના રહે લગાર. ૧૬

---

# मनने उर्ध्वगामी शी रीते करवुं ?

## પદ ૧૨૩ ( આર્યાવૃત્ત. )

સદ્વિદ્યા શુભકારી, એક અખંડાનંદ તણી ભક્તિ;
યાચું હૃદય કર જોડી, સદ્‌ગુરૂ ચરણે કરીને વિજ્ઞપ્તિ. ૧
વિધિ હરિહર પણ જેથી, સર્વ સૃષ્ટિ પણ તેનાથી ભાસે;
તે નિજ અંતર ન્યાળો, અવિચળ ઉજવાળ વડે ભ્રાન્તિ નાસે. ૨
સચરાચર સર્વેમાં, એ વિણ દિસે અવર નહિ કોઇ;
જુક્તિ વડે લો જાણી, ચિન્તવન કરતાં ચિત્ત જશે પ્રોઈ. ૩
પૂરણ પ્રેમના પૂરમાં, છે નિજ વસ્તુ નથી કદી ન્યારી;
પણ ભાસે નિરમળને, વિમળ વાણી એ કહું છું વિસ્તારી. ૪
કમળ પુષ્પ જળ સંગે, વાસ કરે પણ સદા રહે ન્યારૂં;
ત્યમ જગમાંહીં વિચરતાં, સ્વરૂપ મનોહર મળે બહુ સારૂં. ૫
સુખ સાગરની લ્હેરી, પામે નર નિરવાણ તણા ભોગી;
જક્ત વાસના ટળતાં, જરૂર જાણશે જગમયને જોગી. ૬
અખંડ એક રસ ધ્યાને, શાન્તિ સુખમાં સ્વાદ બહુ સારો;
લે વિરલા જન શોધી, તે જન તો તેનાથી નહિ ન્યારો. ૭
ચિત્ત ધરી ચૈતન ધ્યાને; નિરમળ નિરખી સદા ગ્રહો શાન્તિ;
મહા મંગળ પદ મળતાં, છૂટે ભવ સંસાર તણી ભ્રાન્તિ. ૮
કાળ દેશ થકી ન્યારૂં, છે અવિચળ પદ પ્રેમ થકી પામો;
અમર લોક પણ ઇચ્છે, વિમળ સ્વરૂપે વિશ્વ સર્વ વામો. ૯

ભાવાતિત ભગવતને, નિમિષ નિમિષ નિજ અંતરમાં નિરખો;
પ્રેમ મગ્ન થઇ મ્હાલો, એ છે સઉના અંતરમાં સરખો. ૧૦
પાવન પરમ કૃપાળુ, પરમાનંદ પ્રભુ સુખના દાતા;
સાહ્ય કરે નિજ જનને, જ્ઞાન સ્વરૂપે મટે ધ્યેય ધાતા. ૧૧
ઉત્તમ કર્મ પસાયે, મોહદિક પણ મટે સર્વ ત્હેને;
તે વિણ અવર ઉપાયે, પ્રભુભક્તિ પદ મળે નહિ કેને. ૧૨
સાર્વભૌમ પદ પામે, તો પણ ઇશ્વર થકી રહે અળગા;
ભોગ ભાવ નવ છુટે, તે ભવ બંધન દોરે જઇ વળગ્યા. ૧૩
ચિત ચિતવનમાં જોડી, અચિંત્ય આત્મા તણોજ ભાવ ગ્રહો;
લય વિક્ષેપ ન લાવો, નિરાકાર નિરગુણમાં સ્થિર રહો. ૧૪
રચના ત્રણ ભુવનની, તે સૌ ત્યાગી જુઓને ઘટમાંહિ;
છે અંતરે અવિનાશી, પણ શોધ્યા વિણ ખબર પડે નાહિ. ૧૫
બહિર દ્રષ્ટિએ બોલે, શાસ્ત્ર તણા સંવાદ કરે સારા;
ચિત્ત ન ચૂકે ચપળતા, ત્યાં લગી અનુભવ જ્ઞાન થકી ન્યારા. ૧૬
મન માયા સંગ મ્હાલે, જ્ઞાન વારતા વદી રહે ઠાલું;
છુટે ન ચિત્ત ચપળતા, ત્યાં લગી આત્મા તણું ન અજવાળું. ૧૭
વેશધરી ધરી વળીઆ, પણ સાચી સમજણની રહે ખામી;
જૂઠ કપટ ના છુટે, વિશ્વ વેદના બહુ વધે સામી. ૧૮
મહન્ત થઈ થઇ બેઠા, દેહ ભાગ્ય ભોગોમાં ભરમાણા;
મન માતંગે ચઢીયું, અલખતણું ઘર નવ શોધે શાણા. ૧૯
ચતુરપણું ગ્રહી ચાલે, શાસ્ત્ર ભણીને સમજાવે સારૂં;
પણ પોતે નવ પલટે, હૃદય દેશમાં રહ્યું જે અંધારૂં. ૨૦

દાન માનના ભોગી, સત્ય વદે પણ આપ રહે અટકી;
લોક લાજમાં લાજ્યા, શિર અભિમાન તણી ગ્રહીને મટકી. ૨૧
દાંભિક જન મન મેલા, તે પરનિંદા કરીને પેટ ભરે;
જ્યાં ત્યાં આપ વખાણે, અવર તણા ગુણ તજીને દોષ ધરે. ૨૨
વાણી મધુર વદી જાણે, પણ અંતરની તજે ન કુટીલાઇ;
તજ મન સંગત તેની, નિશ્ચય કરીને નિવડે દુઃખદાઇ. ૨૩
સંતતણું ગ્રહી બ્હાનું, દેશ વિદેશે ફરી જનો બોધે;
માલ ગાંઠડી મળવા, જ્યાં ત્યાં જઇને લક્ષપતિ શોધે. ૨૪
નિરીચ્છ જન કોઇ ન્યારા, તે તત્ત્વામૃત પીએ ઠરી ઠામે;
આશા સૂન્ય વિરાગી, પ્રભુ પ્રેમમાં સદા ચિત્ત જામે. ૨૫
હરિભક્ત હોય ન્યારા, તે સદ્‌વિદ્યા તણોજ સાર લહે;
પામરજન નહિ પ્રીછે, કેવળ ઉદર ભરવા ભાર વહે. ૨૬
દુષિત દેશને દેખી, બહુ જન બદલી વેશ બને બાવા;
મૂર્ખ જનોમાં મ્હાલે, તાજી રોટી ને તરગફા ખાવા. ૨૭
નીતિ ન દીસે નિરખતાં, સ્વાર્થ અંધ ને ક્રોધે બહુ ભરીયા.
બકવૃત્તિ ધરી બેસે, કપટ કુબુદ્ધિ વિષે રહે ઠરીયા. ૨૮
કર્મ કામના સારૂ, કરવા તત્પર થઈ બહુ બેઠા;
જક્ત વિષયના ભોગી, પાપ કર્મથી પામરમાં પેઠા. ૨૯
સકળ કળાઓ શોધો, છે રૂડી પણ અલ્પ કાળ સારૂ;
અવિચળ જ્ઞાન કળાથી, મોહજાળનું મટશે અંધારૂં. ૩૦
શિવમય શુદ્ધ સ્વરૂપે, સ્થિર મન કરતાં કશી ન રહે ખામી;
અનંત સુખના દાતા, કરી નિર્મળ દે સર્વ સિદ્ધિ સ્વામી ૩૧

માયા રંગ સૌ મનના, હરિભક્તિ કરવામાં દૂર ખસે;
તો ઉત્તમ ગતિ આવે, વૈષ્ણવ પદમાં નિશ્ચય વાસ વસે. ૩૨
શિવપદ શુદ્ધ સમજવા, સદ્દગુરૂ શોધી રહો જઇ શરણે;
લક્ષ ગ્રહીને લાગો, પ્રાણ જીવન પરિબ્રહ્મ તણા ચરણે. ૩૩
શુદ્ધ ભાવ કરી સમરો, ભાવાતીત ભગવતમાં ભાવ ધરી;
જકતવાસના તજતાં, જન્મ મરણના ફંદે ન આવો ફરી. ૩૪
"ત્રણ અવસ્થા ટાળો, તુર્યાવસ્થાતણું જ જ્ઞાન ગ્રહો;"
"વૃત્તિ સર્વ વિરમાતાં, એ અવિચળ પદ તત્ત્વમસીજ કહો." ૩૫
"સુખમય સહજાવસ્થા, પ્રાપ્ત કરે તે ભાગ્યવંત ભાસે;"
"એક રસ અમૃત પીતાં, એવા જનથી મહાકાળ ત્રાસે." ૩૬
"પૂરણ બ્રહ્મપદ મળતાં, લોભ મોહ ને ક્રોધ સર્વ નાસે;"
"દેહભાવ નવ દિસે, જ્યાં ત્યાં જોતાં બ્રહ્મભાવ ભાસે." ૩૭
"શ્રીહરિ સત્ય સગાથી, પૂરણ પ્રેમથી પ્રીત હવે બાંધી;"
"એ કદીએ નવ છુટે, સોહં શબ્દના તાર વડે સાંધી." ૩૮
"જાતિ વરણ કુળ કેરૂં, તન મનથી અભિમાન ત્યજ્યું સર્વે;"
"આત્મ ભાવ સહુ ભાસે, સાર સમજતાં શીદ રહું ગરવે." ૩૯
સંત ચરણની સેવા, નિત્ય પ્રતિ કરવા ચહે ચિત્ત મારૂં;
બ્રહ્માનંદ ગુરૂ ભેટયા, મહા મનોહથ મ્હને મળ્યું મ્હારૂં. ૪૦
ત્રિકમ તત્ત્વ વિચારે, જકતપતિ ગોવિંદ હરી ગાયા;
મટવા માયા મમતા, વસુ જઇ જ્યાં જ્ઞાન તણી છાયા. ૪૧

---

## नयन वडे नंदलाल नीरखवो.

### પદ ૧૨૪ ( રાગ પ્રભાત. )

નિરખ નંદલાલ નિજરૂપ નયણાં ભરી,
સમર સદ્‌ભાવ ધરી એક ચિત્તે;
એ છે ગિરિધરન ગોવિંદ કરૂણાનિધિ,
ભાવ થકી ભક્તિ કર પૂર્ણ પ્રીતે.—નિરખ૦

અનંત બ્રહ્માંડમાં એક એ શ્રીહરિ,
સૃષ્ટિ લીલા રચી રાજ રીતે;
સર્વ આધાર નિજ રૂપથી નિરમીને,
આપ અવિનાશી રહ્યા મુક્ત નિત્યે.—નિરખ૦

દેવ ગંધર્વ કિન્નરરૂષિ મુનિ સહુ,
અવનવા થાય બહુ સમય વિતે,
ત્હોય પણ પૂરણ પરિબ્રહ્મ પરમાત્મા;
સર્વ જગતાત છે એક હિતે.—નિરખ૦

ત્રિકમ કહે ત્રિભુવન પતિ તજી કરી,
અવરની આશાથી કોણ જીતે;
કર ખરી પ્રીત રાધા તણા રમણની,
વેદ પુરાણ બહુ ગાય ગીતે.—નિરખ૦

---

## શ્રી કૃષ્ણચંદ્ર દર્શન.

### પદ ૧૨૫ (કેમ કરીએ ઓધા એ લય)

જાવું વારીરે હું તો જાવું વારી,
સામરી સુરતપર જાવું વારી;
મદન મોહન છબી લાગે પ્યારી,
તન મન ધન નાખું વારી.—જાવું૦
મોર મુકુટ શિરપર ધારીરે,
ઓઢી અમુલખ અંગે કામળ કારી;
મુખ મોરલી બાજે સારી,
યમુના તટ ગો ધન ચારી.—જાવું૦
દધિ માખણ ભાવે ભારીરે,
ખેલે સંગ સખા દેદે તારી;
મોહીત ભયી વ્રજકી નારી,
શરણાગત ગ્રહીને તારી—જાવું૦
કંસકુ બુદ્ધિ બહુ છલકારીરે,
નિત્ય પઠવે અસુર ખલ દુઃખદારી;
નજર ફેરાવી નાખ્યા મારી,
ભક્તજનોનું દુઃખ દીધું ટાળી.—જાવું૦
ગોવિંદ ગોકુળ પતિ ગિરધારીરે,
દીજે પદ રજમાં શાન્તિ સારી;

ત્રિકમ ભજે ભવ ભય હારી;
ખબર લેજોરે માધવ મારી.—જાવું૦

---

## साचो प्रेम केवुं परिणाम प्रकटावे छे.

### પદ ૧૨૬ ( ઇંદ્રવિજય. )

અંતર મેલ મહા મદ મોહકે, ઝુન્ડ જલાયકે જાય જગોરી;
પ્રેમ પ્રભાવ પ્રભા પ્રગટે જબ, સ્થિર બિચારકે સ્થાન લહોરી.
ભૂલકો મૂલકો તૂલ ઉડાયકે, રામકે ધામમેં ધીર ધરોરી;
કૃષ્ણ કૃપાળ સદા સુખ સાગર, "બાવન બાહીર બંધુ કરોરી."
શેષ સુરેશ મહેશ ભજે નિત, એહિ અગાધ અનંત અજોરી
કેવળ દેવળ દીસે દશો દિશ, પાવન હોય પિછાન કરોરી.
નૂરકે પુરમેં નાથ નિરામય, સત્ય બિચારકે શાન્ત ભયોરી;
ત્રિકમ ટેક ધરે નિશી બાસુર, ચંચળ ચિત્તકુ ચેન મીલોરી.

---

## मायामय जीवो शुं करे छे ?

### પદ ૧૨૭ ( ઉપર પ્રમાણે. )

મંદ બિચારમેં અંધ ભયોજગ, ફંદકે છંદમેં છાકી છુપાયો;
ભૂલી ભમે ભવ ભીતર ભાનકું, ગાંઠ ગુમાઇ ગોવિંદ ન ગાયો.
દીન ભયો દ્રગ લીન હે કામમેં, ધામરૂં વામકે દેખી દબાયો;
પાપકી થાપમેં આઇ ફસ્યો નર, કર્મ કુકર્મકો કૂપ કમાયો.

### મનહર.

નફ્ટકો ચિત્તતો, ચપટ ભયો ચામ બીચ;
ઝપટ ન જાણે કાળ, મહા વિકરાળકી.
લપટી રહ્યો કે કીચ, કૂપ મદ મોહ માંહી;
કોન તો છોડાવે જ્યહાં, ધ્વનિ નહિ રામકી.

---

## भ्रमित मनने निर्भ्रान्त करी शाश्वत मार्ग गामी थवा शिक्षा.

### પદ ૧૨૮ (શિખરણી.)

શિખરણી છંદે હું, શિવ હરી ભજું શાન્ત થઈને;
સદા પ્રેમે પામું, નિજ ગતિ પરાપાર રહીને.
ત્રિવેણીના તિર્થે, નિજ મળ કરૂં ક્ષાલન અતિ;
અતિ આનંદેન, સુખમય સ્વરૂપે મુજ મતિ. ૧
મનોવૃત્તિ મ્હારી, પરમ પદ માંહિ જઈ ઠરે;
સુધા સિંધુ પામી, સરવ દુઃખ દાવાનળ હરે.
ત્રિધા દેહોત્યાગી, નિજ પદ નિશાને જઈ મળે;
દિશા દેશોનું ત્યાં, ભવ જળ તણું ભાન જ ટળે. ૨
મહાપૂન્યે પામે, ભગવત તણા બ્રહ્મપદને;
ગુરૂ જ્ઞાને જાણે, વળી તજી રહે મોહ મદને,
વળી જે આરાધે, સરવ ભય ચિંતા તજી કરી;
મળે મુક્તિ તેને, શરણ ગ્રહી લેશે શિવ હરિ. ૩

વિભુત્વં શાન્તાત્મા, શરણુ અહી દેજે શુભ ગતિ;
અપારે સંસારે, દુઃખદ બહુ થઈ છે મુજ મતિ.
દુઃખો દેખી ત્રાસે, મુજ હૃદય કંપે વળી વળી.
જીવો સૌ કલેશોમાં, કરમ બહુ ભોગે ટળવળી. ૪
મતિ મોહે નાસે, વિષય વિષ પ્રત્યેજ ભજવા;
સદા એ શાન્તિને, તજી કરી ફરે કાર્ય સજવા.
બહુ જન્મે આવ્યો, મનુષ્ય અવતારે ફરી ફરી;
ભુલ્યો ભક્તિ ભાનુ, નજર નિચ નારે કરી હરી. ૫
ધરાધામે ધાયો, વળી બહુ વિદેશો ફરી વળ્યો;
ધનાઢયોને દેખી, ધરી હૃદય ચિન્તા જઇ મળ્યો.
તણાયો તૃષ્ણામાં, પણ નવ ધરાયો ધન થકી,
જનોનાં વૃન્દોમાં, શુભ મતિ કદાપિ નહિ ટકી. ૬
નિહાળે નીચોને, હરી ફરી બહુ હેત કરીને;
વિસારે વિપ્રો ને, નિતપ્રતિ બહુ દોષ ધરીને.
મળે જઈ મ્લેચ્છોમાં, નિજ ધરમ દેખી મતિ ભ્રમે;
કરે ખાનો પાનો, કરીજ જીવ હિંસા અનુક્રમે. ૭
ભળે ભ્રષ્ટો ભાળી, કુમતિ કુળ હિણુંજ કરવા;
નીતિ પંથો ન્યાળી, બહુ વળી વદે બોલ ગરવા.
કરે કર્મો કૂડાં, જગત સુખ સાચુંજ કરીને,
દુરાશામાં ડુબે, સદગતિ તજી મોહ ધરીને. ૮
મદાન્ધો ના માને, નિજગુરૂ અને વિપ્ર જનને;

મતિ મોહે મા'લે, વિષય વિષ રૂચે જ મનને;
અતિ ઉદ્વેગોમાં, સમય સહુ ગાળે અવનવા,
નહિ શાન્તિ ધારે, પ્રભુપદ તણી ભક્તિ કરવા. ૯

---

## मिथ्या वेदान्तनुं परिणाम.

### પદ ૧૨૯ (મનડું ન થયું નિર્વાસરે—એ લય.)

હાંરે જોયું જોયું વાણીનું વેદાન્તરે, ભૂલ માંહી ભટકી મરે;
હાંરે તેમાં અંતે વિમાસણ થાયરે, કારજ કાંઇ ન સરે.

**સાખી.**

લક્ષણા વૃત્તિનો લક્ષ ન લાગ્યો, ન થયો બ્રહ્મ પ્રકાશ;
છઠ્ઠી ભૂમિના છેડે ન પહોંચ્યો, મનડું ન થયું નિર્વાસરે.—ભૂલ.

**સાખી.**

ઘટાકાશ ને મઠાકાશ, મહદાકાશ આકાશ,
વાતો કરીને વર્ણવે સારૂં, પણ કેમ થવું નિર્વાસરે.—ભૂલ.

**સાખી.**

જુક્તિઓ જીવ શિવનીરે, જરૂર જણાવે રૂડી;
વૃત્તિ સૌ વિરમે નહીં તો, મૂળગી ગુમાવે મૂડીરે.—ભૂલ.

**સાખી.**

શમ દમાદિ સાધનોરે, મેલ્યાં ઘરની બહાર;
ઓચિન્તાના બ્રહ્મ થઇ બેઠા, તેમાં ન લાગી કાંઇ વારરે.—ભૂલ.

## સાખી.

મનોનાશ ક્ષય વાસનારે, સૂક્ષ્મ દેહની હોય;
બ્રહ્માકાર ભાસે સદા, તેને તો ભટકણુ ન્હોયરે.—ભૂલ.
ત્રિકમ તમાસો જ્યાં ત્યાં દિસે, એવા કળીયુગના જ્ઞાની;
ભાષા વદીને બ્રહ્મ બતાવે, સમજણુ રહી ગઇ છાનીરે.—ભૂલ.

---

## श्री सद्गुरु प्रकाश.

## પદ ૧૩૦ ( રાગ ઉપરનો. )

હાંરે કોઇ સદ્ગુરૂ શરણે જાયરે, કારજ તેનું સરે;
હાંરે જેને અંતર ગતિ ઓળખાયરે, આપે આપ માંહી ઠરે;

### સાખી.

શાસ્ત્ર સર્વે શોધીયાંરે, ચિત્તમાં છે સંસાર;
અચળ થાય તો અવિનાશી પામે, તે વિના ભટકણુ ભારરે.—કા૦

### સાખી.

સૃષ્ટિ સર્વ ૐકારનીરે, સ્થુળ સૂક્ષ્મનો ભેદ;
નિર્ગુણ તો ન્યારો રહી ખેલે, વાણી વદે છે વેદરે.—કા૦

### સાખી.

"જડ ચૈતનના જ્ઞાનથીરે, ક્ષેત્રપતિ ઓળખાય;"
"નિદીધ્યાસન દૃઢ કીજીએ તો, નિરાકાર સમજાયરે."—કા૦

**સાખી.**

"સૃષ્ટિતો સંકલ્પમાંરે, પ્રકૃતિ તણો પરિવાર;"
"તે થકી ન્યારો આતમા, કરી જાણોને તત્ત્વ વિચારરે."—કા૦

**સાખી.**

ત્રિકમ ત્રિવિધિ તાપથીરે, બળે સર્વ સંસાર;
કોઇક વિરલા ઉગરે, જેના મટ્યા હોય સર્વ વિકારરે.—કા૦

---

## निदीध्यासननुं परिणाम.

### પદ ૧૩૧ (રાગ ઉપરનો.)

નિદીધ્યાસવડે ઓળખાયરે, બ્રહ્મપદ ભાસી રહ્યું;
બોધ પૂર્ણ વડે પરખાયરે, તત્ત્વમસી તેને કહ્યું.

**સાખી.**

અવસ્થા એકે નહીંરે, નહીં કાળ કે દેશ;
શું કહીને સમજાવીએ, એતો વસ્તુ ગતિ નિરદેશરે.—બ્રહ્મ૦

**સાખી.**

નિરાકાર સાકારમાંરે, સઘળે રમી રહ્યો શ્યામ;
પણ ન્યારો છે સર્વથી એ, અંતરજામી એ રામરે.—બ્રહ્મ૦

**સાખી.**

જન્મ મરણ નહીં તેહનેરે, નહીં કુળ કે ગોત્ર;
સુખ દુઃખ તો તેને નહીં, નહીં ઘરકે ઘર સુત્રરે.—બ્રહ્મ૦

## સાખી.

ત્રિકમ ત્રણે લોકમાંરે, આણ ફરે છે એની;
સદ્‌ગુરૂની કૃપા વિના, બુદ્ધિ ના ફરી વળે કેનીરે.—બ્રહ્મ૦

---

## सत्संग.

## પદ ૧૩૨.

ચલોરી મન સંત સમાગમ કીજે—(૨)
સંત સમાગમ સુખકી સીમા, જીનસેં ગોવિંદ રીઝે.—ચલો૦
નિશી બાસર ચિત્તમેં હરિ સુમરન, સદા પ્રેમ રસ પીજે.—ચલો૦
સબમેં પુરણ નાથ નારાયણ, એસો જ્ઞાન પતિ જે.—ચલો૦
ત્રિકમકે પ્રભુ શ્યામ સુંદર હરી, જીનપે જુગ જુગ જીજે.—ચલો૦

---

## प्रेमभक्ति केवी होय ?

## પદ ૧૩૩

ચલોરી મન પ્રેમભક્તિ રસ પીજે (૨)
પ્રેમ ભક્તિકો નેમ નહીં જ્યાં,
જક્ત ભાવ બિસરી જે.—ચલોરી૦
પ્રભુ દરશન બીન સુખ નહીં જાકે;
ક્યા લીજે ક્યા કીજે.—ચલોરી૦

જ્યા ઘટ પ્રેમ સોઇ જન જાને,
મૂરખ કોન પતિ જે.—ચલોરી૦
ત્રિકમકે પ્રભુ શ્યામ સુંદર હરી,
પળ પળ દરશન કીજે.—ચલોરી૦

## कयुं दर्शन के·वाय ?

## પદ ૧૩૪

ચલોરી મન હરી દરશન સુખ લીજે. (૨)
બેઠ એકાન્ત શાન્ત તન કીજે,
ચિત્ત ચંચળ તજી દીજે.—ચલોરી૦
દ્દઢ આસન પદ્માસન કરકે,
અંતર જાપ જપી જે.—ચલોરી૦
પરમ પ્રકાશ પ્રકટ અવિનાશી,
હૃદયે ધ્યાન ધરી જે.—ચલોરી૦
સાવધાન હોઇ હરી રસ પીજે,
તન મન ધન અરપી જે.—ચલોરી૦
ત્રિકમકે પ્રભુ શ્યામ સુંદર હરી,
નિશ્ચળ હોય વરી જે.—ચલોરી૦

## निजात्म मशगुलना विचार केवा होय ?

પદ ૧૩૫ ( હાંરે જોયું જોયું વાણિનું વેદાન્ત એ લય. )
હાંરે મારૂં મનડું બેઠું રે નિજ ધામ, સાધનં શું રે કરે.
હાંરે તેને સુઝે નહીં કાંઇ કામ, હરિ ફરી ચિત્તમાં ઠરે.—સા૦

### સાખી.

અવિનાશીના આશરેરે, સદા રહે નિરભ્રાન્ત;
કારણમાં કારજ મળ્યું, ત્યારે અગમમાં મળી છે એકાન્તરે-સા૦

### સાખી.

પૂરણ બ્રહ્મના પ્રેમમાંરે, સાચું બની રહે શાન્ત;
ભૂલ મટી આ જકતની ત્યારે, રંગ ભેર મળ્યા રમાકાન્તરે-સા.

### સાખી.

કીલ્મિષ કોટી જન્મનાંરે, પ્રલય થયાં પલમાંહી;
સાહ્ય કીધી બહુ શામળે, કારજ રહ્યું નહીં કાંઇરે.—સા૦

### સાખી.

"ત્રિકમ તિરથ સૌ ફરેરે, તિરથ છે ઘરમાંહી;"
"શોધ્યું તિરથ આપમાં તો, બળવંતે પકડી છે બાંહ્યરે.-સા૦"

---

## મહા માયા રુપ દીપોત્સવી.

### પદ ૧૩૬

દીવાળી સહુ પહેલી સહુ પહેલી, તેને કોણ કહી શકે છેલ્લી (૨)
આદ્ય પુરૂષ અવિનાશી સંગે, આપ રમે અલબેલી;
રમત ગમતમાં રચ્યાં ત્રિભુવન, કીધી છે રંગની રેલી.—દીવા૦
ત્રિગુણ જનેતા પ્રકૃતિ પાવન, આવે આનંદ હેલી;
મહીમા કોઈ ન જાણે એતો, સર્વમાં છે પસરેલી.—દી૦
તત્ત્વ સ્વરૂપે તુર્યાપદમાં, અખંડ વાસ વસેલી;

જલ હલ જ્યોતિ સ્વરૂપે દિસે, જ્ઞાન સ્વરૂપે મળેલી.—દી૦
અદ્દભૂત બળ આનંદી કેરૂં, વિશ્વની વાટે વળેલી;
કહે ત્રિકમ એની કૃપા વિનાતો, રહે જગ જૂઠ ભરેલી.—દી૦

## अलक्ष पूरीनो अनेरो आनंद.

### પદ ૧૩૭ ( કાફી. )

અમેરે અલખ પૂર વાસીરે, ગુસાંહીયાં સાધુ.—અમે૦
ત્રણે ભુવનને જોયાંરે તપાસીરે.—ગુ૦
અધર તખત પર ગુરૂજી હમારારે, પુરણ રહયા પ્રકાશી;
અનંત બ્રહ્માંડ માંહી, આણ છે એનીરે;
સઘળે છે સરખી સાબાશીરે.—ગુ૦ સા૦ અ૦
દિવસને રજની ત્યાં નવ દિસેરે, આઠે પહોર ઉજાસી;
નિર્ભે નગારાં બાજે વિવિધ કેરાંરે;
શબ્દ સુણીને ચહુ પાસીરે.—ગુ૦ સા૦ અ૦
શાન્તિનો સાગર સુખમય દીસેરે, લહેરીની કહું શું મઝાશી;
હંસા ચુંગેરે એમાં અમુલખ મોતીરે,
મનોહર રંગ સુભાસીરે.—ગુ૦ સા૦ અ૦
માયા મૂલક તેમાં મૂળગો ન દીસેરે, નામ નિશાન ગયાં નાશી;
ઘટરે ભીતર શોધી અનુભવ કરીએરે;
આપે મળે અવિનાશીરે.—ગુ૦ સા૦ અ૦
કહે છે ત્રિકમ સદ્દગુરૂજીના ચરણેરે, ગંગાને જમના કાશી;

જેરે સેવે તેને જરૂર બચાવેરે;
મેટી આ જકત કેરી ફાંસીરે—ગુ૦ સા૦ અ૦

---

## ध्येय वस्तु केवो जोइए.

### પદ ૧૩૮.

જકતપતિ તેરોહી ધ્યાન ધરૂ
તુહી અપાર અઘાત નિંરજન
તુહી ગોવિંદ ગુરૂ— જકત૦
તુહી સુખસાગર સુખકે દાતા,
તુહી હૃદયે સ્મરૂં— જકત૦
તુહી ભવસાગર પાર ઉતારન,
તુહી હરિ નાવ ખરૂં— જકત૦
તુહી પરમારથ સંતકે સાથી,
તુહીં પદ આશા કરૂં.— જકત૦
ત્રિકમ કહે તુહી બીન નહીં કોઇ,
તુહી સ્થિર સ્થિર સ્થાને ઠરૂ— જકત૦

---

## कोने शरण थवा योग छे.

### પદ ૧૩૯ ( રાગ. કાનરો અથવા પ્રભાત. )

શ્રીગિરીધરનકી શરન ગ્રહોરી, માહા મંગલપદ પાય પરોરી—શ્રી૦
એર એર અવસર નહીં આવત, પ્રેમ પ્રવાહમેં જાઇ ઠરોરી—શ્રી૦

ભવજલ પાર ઉતારન સુખ મય, હે કમળાપતિ કેશવ ભારી–શ્રી૦
મન મોહન મદ મોહકે ભંજન, ક્રોધ નિવારન કંસ કરારી–શ્રી૦
સાહ્યક સંતનકે સુખદ્દાયક, દાસ સુદામાકે દાન દીયોરી–શ્રી૦
એસે પ્રભુકી કૃપા જીન ઉપર, મનહર મહારસ મોદ ભયોરી–શ્રી૦
ત્રિકમ કે' પ્રભુ સંત શિરોમણી, પ્રેમ પીઆલા પીછાન પિયોરી–શ્રી૦

---

## प्रभु क्यां मळी शके ?

### પદ ૧૪૦. (લાવણી.)

વિશ્વ વેદના વિષે જે ઘટ, તે ઘટ મા'રો રામ રમે;
ન્યારો રહીને ખેલ કરાવે, શાન્ત સ્વરૂપે આપ સમે ૧
છે અવિનાશી અંતર બાહીર, ખબર વિના જન ભૂલ્યા ભમે;
શાસ્ત્ર ભણે પણ સોધ કરે નહિ, જન્મ મરણનું દુઃખ ખમે. ૨
મંદમતિ મદ મોહે ભરીયા, પ્રભુ ભક્તિ કરવી ના ગમે;
જગમાં જૂઠી કરી કમાઈ, અંતે જવાના અંધ ત્હમે. ૩
મોહ પાશ માયાની ભારે, રાવ રંકને ભારે દમે;
ભક્તિ વિનાભવ પાસન છૂટે, જો ચઢશે કોઈ અનુક્રમે. ૪
ત્રિકમ તત્ત્વ વિચારે તન મન, સદ્‌ગુણ ચરણે જઇને નમે;
તે અવિચળ પદ આત્મ સ્વરૂપી, સાનવડેથી શોધ્યું અમે. ૫

---

# ચિદાનંદ લહેરી કેવી હોય ?

## પદ ૧૪૧ ( ગરબી. )

બ્રહ્મ સ્વરૂપનાં ભાવે લઉ ઓવારણાં,
દશે દિશામાં ભાસી રહ્યા ભગવંતજો;
વિમલ સ્વરૂપે વિશ્વ સર્વ વિરમી ગયું,
સર્વ કલ્પના તણો થયો જ્યાં અંત જો.—બ્રહ્મ૦
આત્મ સ્વરૂપની અવિચળ ઉપમા શું કહું,
આદિ પુરૂષઅદ્વૈત અખંડ અપાર જો,
જળ હળ જ્યાં જગજીવન બહુ ઝળકી રહ્યા;
નિર્ભય પદમાં નાથ રહ્યા નિરધારજો.—બ્રહ્મ૦
નિજ અંતરમાં નિરાકાર પ્રસરી રહ્યા,
ત્યાં નવ દીસે અવર તણો કાંઈ અંશજો,
હું મ્હારૂ હરિ દરશનથી હારી ગયું,
નિત્ય નિરામય પામી રહું નિરશંસજો.—બ્રહ્મ૦
સાચું સગપણ અખીલ જગત્તના નાથનું,
બીજાં દીસે સર્વે આળ પંપાળ જો:
પ્રેમ પૂરણ પરખ્યા વિણ પ્રભુજી ના મળે,
ગોવિંદજી છે ગરીબ તથા રખવાળ જો.—બ્રહ્મ૦
સદા સ્મરણ કરીએ શ્રી સદ્ગુરૂ આશરે,
પ્રીતિવડે પામીલો પરમાનંદ જો;

કહે ત્રિકમ સુખ સાગર તો સહજ મળે,
મિથ્યા માયા તણો મટે ભવ ફંદ જો.—બ્રહ્મ૦

---

## निजानंद किरण.

### પદ ૧૪૨ ( લાવણીની રાહમાં. )

કહું મેં સત્ય વસ્તુકી સાન, જબ ભૂલો અપનાભાન.—કહુમેં૦
ધ્યેયે ધ્યાતા ઓર ધ્યાન નહીંરે, જ્ઞે જ્ઞાતા નહીં જ્ઞાન;
નિરાલંબ નિજરૂપ હેરે, હે સદ્ગુરૂ પીછાન.—કહુમેં૦
આદિ અંત મધ્ય એક હેરે, નિર્મળ પદ નિર્માન;
શાન્તિકી સીમા નહીં જ્યાં, એ સો આતમ જ્ઞાન.—કહુમેં૦
અવિનાશીપદ આતમારે, સંત કહત પરમાન;
સબ ઘટ પૂરન એક હરે, કયા સમજે નાદાન.—કહુમેં૦
ત્રિકમ તનમન વિસરેરે, જો મીલે સંત સુજાન;
હરી હરી કર હરી હોયગેરે, ફીરતો રહે નહિ આન.—કહુમેં૦

---

## तन खोवाणुं.

### પદ ૧૪૩

ત્રિકમ તન ખોવાણું,
મટી રજનીને વાયું વા'ણું.—ત્રિકમ૦
દશે દિશામાં મ્હારા રામ બિરાજે,
ભાસી રહ્યું બ્રહ્મ કેરૂં થાણું.—ત્રિકમ.

હું હું વિનાનું પદ હરિતણું લાધ્યું,
ગીત ગોવિંદનું ગવાણું.—ત્રિકમ૦
એરે આનંદ મ્હને ઘડીએ ન વિસરે,
આવ્યું અનંત કેરૂં આણું.—ત્રિકમ૦
બ્રહ્મરૂપ ભાસ્યું ત્યારે મટીરે ભરમણા,
જેમ મળે સાગરે નવાણું.—ત્રિકમ૦
કહે છે ત્રિકમ સદ્‌ગુરૂની કૃપાવડે,
મળ્યું નિજપદ કેરૂં નાણું.—ત્રિકમ૦

---

## अधिकारी मनने उपदेश.

### પદ ૧૪૪.

આ દેહલડીને, વણસતાં લાગે ન વાર; વણસતાં૦
ભાઇરે હંસા કરીલોને સત્ય વિચાર.—આ દેહ૦
વાતો કરતાં અવસર, વીતિ વીતિ જાય છેરે;
કયારે ભજશો, પ્રભુ કિરતાર.—આદેહ૦
સગાંરે સ્નેહી સર્વે, સ્વારથ સારૂંરે;
એતો દીસે માયા કેરો માર.—આદેહ૦
ધંધો કરીને ધન, ભેળું બહું કીધુંરે;
અંતે સાથે ન આવે લગાર.—આદેહ૦
કૂડની કમાણી સર્વે ગાંઠે બંધાણીરે;

દુઃખડાં સહેવાં પંડેરે અપાર.—આદેહ૦
જગતમાં આવી, જગદીશ ન જાણ્યારે;
માટે જમનો ખાવો પડે પાર.—આદેહ૦
શૂરા સંત હોય, તેતો પ્રભુપદ પામેરે;
ભવ ભટકણુમાં નાવે બીજીવાર.--આદેહ૦
કહે છે ત્રિકમ શિખ, સુણુ મન મારારે;
હરિ ભજી ઉતરોને પાર.--આદેહ૦

---

## श्री सद्‌गुरुनो प्रताप केवो होय छे ?

### પદ ૧૪૫.

દિસે મારા ગુરૂનો પ્રતાપ, રૂડોરે અવસર આવીયોરેજી.
મેટી મારા મનડાની ભ્રાન્ત, મારગ તો બતાવીયોરેજી.
મળ્યા મને મુકુંદ મોરારી, સાને સમજાવીયોરેજી.
સીધ્યાં મારાં સઘળેરાં કાજ, રંગે તો રમાડીયોરેજી.
ભાસે હવે સર્વમાં બ્રહ્માનંદ, પ્રેમ પરખાવીયોરેજી.
ફળ્યાં સહુ પૂર્વ જન્મનાં પૂન્ય, મોહથી મૂકાવીયોરેજી.
રમું સદા રામ તણીજ સંગાથે, ભેખ તો ભજાવીયોરેજી.
વાણી વદે ત્રિકમ હરિનો દાસ, અલખતો જગાવીયોરેજી.
વાગ્યાં હવે નિરભે નિશાન, સ્વારથને સજાવીયોરેજી.

---

## विमलपुर वासीनुं वर्तन.

### પદ ૧૪૬ ( રાગ પંચકડાનો. )

વિમળપુરીમાં વસીએરે, સુખ સાગર સંગે;
આવે આનંદની લહેરીરે, નિતપ્રતિ નવ રંગે;
પૂરણ પદારથ પામ્યારે, ધીરતાના ઢંગે;
ભવ ભટકણુ ભય ભાગ્યોરે, ધરી ધ્યાન ઉમંગે;
અનંત સુખોની અવધીરે, મટી પ્રીત પચરંગે;
હેતે હરિરસ પીજેરે, સદગુરૂના સંગે;
કહે ત્રિકમ હરિજનતોરે, રમે રામ ઉછંગે.

---

## सदैव श्रीहरिनुं दर्शन करवा शुं करवुं ?

### પદ ૧૪૫ ( રાગ ઉપરનો )

નિતપ્રતિ નિર્મળ નીરખોરે, નિજજન નંદલાલો;
શ્યામ સુંદર સુખ સાગરરે હરિજનનો વહાલો;
પ્રેમ પૂરણ પરખાશેરે, કેશવ નથી કાલો;
સરવે સુખોની અવધીરે, મન ગમતે મહાલો;
જુઠ કપટને ટાળોરે, સત મારગે ચાલો;
ભાવેથી ભૂદર ભજતાંરે, પીયો હરિરસ પ્યાલો;
સ્થિર ઠેકાણે ઠરીએરે, તજી ઠાઠને ઠાલો;
કહે ત્રિકમ તનમનનેરે, પ્રભુ ચર્ણે આલો.

---

## जक्तमां प्रभु शाथी श्रेष्ठ छे.

### પદ ૧૪૮ ( દયારામના પદનો—રાગ. )

અખીલ જક્ત રહ્યું, બ્રહ્મંના આધારે;
તેની સાખ પુરે, વેદ મળી ચા.....રે;
ઋષિ મુનિ ભજે, સાંજને સવા....રે.—અખીલ૦
પ્રભુ પ્રસન્ન છે, પ્રેમના પસા....રે;
નિજ ભક્ત તણા કષ્ટને નિવા....રે;
જે કોઈ ભજે તેને, પારતો ઉતા....રે.—અખીલ૦
જ્ઞાન ગોવિંદનું ગતિને સુધા....રે,
વિષય પંચતણી, વેદનાઓ વા....રે.
પછી મન ચઢે છે, મોક્ષને દવા....રે.—અખીલ૦
ત્રિકમ તનમનથી, આશરે તમા....રે.
કીજે સાહ્ય સદા, ભૂલુ નહી કયા....રે,
સુખ સાગર છો, કૃષ્ણહે ? મોરા....રે—અખીલ૦

---

## श्री इष्टनी सहाय मळवा विज्ञप्ति.

### પદ ૧૪૯ ( રાગ ઉપરનો.

વિશ્વનાથ કરો, સાહ્ય તો અમા....રી.
હોય શાન્ત ચિત્તે, ભક્તિ તો તમા....રી.
નિજાનંદ રૂપ, નિર્ખું દીલધા....રી.—વિશ્વ૦

પ્રાણજીવન પરીબ્રહ્મ, સુખાકા....રી.
આપ શરણગ્રહી, શાન્તિ દીજે સા....રી.
જેથી મટે ભવ, ભ્રાન્તિ દુઃખકા....રી.—વિશ્વ૦
કમલ નયન કૃષ્ણ, સર્વ કષ્ટ હા....રી.
મનોહર રસિક છબી, નિરખી જાવું વા....રી.
આણે અવસરે તો, નાથ લો સુધા....રી.—વિશ્વ.
ભય ભંજન, ભગવંત છો મોરા....રી.
પૂર્ણ પ્રેમવડે, રહ્યો છું પોકા—રી.
અર્જ ત્રિકમની, દેશો ના વિસા....રી—વિશ્વ૦

---

## हन्मदिरनो अनेरो आनंद.

### પદ ૧૫૦ ( રાગ ઉપરનો. )

ત્રિભુવન નાથ, દયા સિંધુ જ્ઞાન દા—તા.
નિજ ભક્તને, કરો છો સુખ શા....તા.
સર્વ ભક્ત જીવના છો, પિતુ મા....તા.—ત્રિભુ૦
વિશ્વ વિહારી, ગિરી ધરન મોરલી વા....તા,
વ્રજ મંડળમાં, હોય થૈઇ થા....તા.
સપ્ત સૂર, તીન તાવમાં ગવા....તા.—ત્રિભુ૦
સર્વ ઇંડને, બ્રહ્માંડના છો જ્ઞા....તા.
કોણ કળી શકે, ત્રિભુવન ત્રા....તા.

આપ આપમાંને, સર્વમાં સમા....તા.--ત્રિભુ૦
જેના કર્મ ગુણે, ભૂલ્યા છે વિધા....તા.
આપ જન્મ રહિત, જન્મમાં ગણુા....તા.
કહે ત્રિકમ, બ્રહ્મ ભાવમાં ભણુા....તા.—ત્રિભુ૦

## मनने प्रभु शरण थवा उपदेश.

## પદ ૧૫૧ ( રાગ ) ઉપદેશ.

રામ કૃષ્ણ હરિ, ભજો મન ભા....ઇ.
મનુષ જન્મતણી, સાચીએ કમા....ઇ.
દિન દિન અધિક હોય, એ સવા....ઇ.—રામ૦
ચિત્ત ચંચળની તજો, ચતુરા—ઇ.
દઢ ભાવ વડે, લીજે લવલા....ઈ.
રહો પૂરણ પ્રેમ, માંહીતો સમા....ઈ.—રામ
સત્ય સંગતમાં સાર, સુખદા....ઈ.
જાય જકત તણી, વાસના ગુમા....ઈ.
તેને પરમ ધામ, રહ્યું છે પમા....ઈ.—રામ૦
ભક્તિ વડે મળે, જ્ઞાન સમજા....ઇ.
તેના સંશય ન રહે, પછી કાં....ઇ.
ત્રિકમ સદ્‌ગુરૂની, એતો અધિકા....ઇ.--રામ૦

---

# प्रभु पद वासीने कोइनी जरुर नथी.

## પદ ૧૫૨ ( દેશી )

રામ રીઝે તેને કામ ન કોઇનું રે.
સાચે મારગ, સીધારે....જી.
બળવંત મળે તેને, મળી સુખ સીમા, વીરા.
મનસા કરમ નીવારેરે....રામ૦
આદિ પુરૂષ તણું, બા’નું છે જેનેરે,
તેતો છે શાન્ત વિચારેરે....જી.
ઉલટો છે પંથ, અગમ ઘર જેનું વીરા.
વાસ છે મોક્ષ કિનારે. રે....રામ૦
શ્યામ સુંદર સાથે સૂરતા સમાણીરે,
નિત પ્રતિ નિર્મળ, નીહાળે....જી.
દીલ દરિયારે વચ્ચે, છે સુખ સાગર વીરા.
ચિતવન કરીને ચીતારે. રે....રામ૦
ભક્તિનો ભાવ તેતો, ભગવતી જાણેરે.
મૂરખ મોહ વિકારે....જી.
કહે છે ત્રિકમ, સદ્‌ગુરૂની કૃપાથી વીરા
સાચી તો વાત, સ્વીકારેરે....રામ૦

---

## जैनने ज्योति दर्शन.

### પદ ૧૫૩.

ભવિજન ભાવે કરીનેરે, સાચો સિદ્ધ ગિરી નિશદિન સેવો (૨)
સદા શાન્તિ સુખનો દેનારો, ત્રિભુવનમાં નહીં તેવો;
જે સેવે તે સિદ્ધપદ પામે, કર્મનો કરીને [1] કલેવો—ભવિ૦
અગમ શિખર પર અનુભવી ચઢશે, મળશે મહાપદ મેવો;
જાકો સ્વાદ મહામુનિ જાને, અવર જાને કોઇ દેવો.—ભવિ૦
પ્રેમ પયોનિધિ પૂરણ ભરીયો, સ્વાદ છે અમૃત જેવો;
હોય વિતરાગ [2] સોહી રસ ચાખે, અવર ન કહી શકે કેવો.—ભવિ૦
સમકીત [3] સાર સર્વમાં ઉત્તમ, સમજીને અંતર લેવો;
કહે ત્રિકમ અનુભવની રીતે, જો મટે સર્વ કુટેવો.—ભવિ૦

---

## चलित चित्त केवो परिणाम प्रकावे छे ?

### પદ ૧૫૪ ( રાગ ઝીંઝોટી )

ચપળ ચિત ચંચળ થઇને ચાલે. (૨)
ઘડી ભર સ્થિર રહે નહીં ઘટમાં;
મન માને તેમ મ્હાલે.—ચપળ૦
પેરે પેરે સમજાવ્યું ન સમજે;
અવળા ઉત્તર આલે.—ચપળ૦

---

૧ કલેવો—કોળીયો. ૨ વૈરાગ્ય. ૩ સત્ય વસ્તુની સમજુત.

શબ્દ વદે પણ સાર ગ્રહે નહીં;
હરખ શોકમાં હાલે.--ચપળ૦
કહે ત્રિકમ એની ગતિ કોણ રોકે;
સમરથ ગુરૂ વિણ સાલે.—ચપળ૦

---

## वितंडा वादीनुं वर्तन.

### પદ ૧૫૫.

શ્વાસ કરી આયુષ બીતેરે,
ન સમજે નાદાન.—ટેક૦
બિદ્યા પઢ પંડિત કહાવે;
ધરત હે માન ગુમાન.—શ્વાસ૦
જા બિદ્યાસેં મહાસુખ પાવે;
સો બિદ્યા કછુ આન.—શ્વાસ૦
અમૃત પ્યાલા પીએ મતવાલા;
ભૂલે અપનો ભાન.—શ્વાસ૦
કરમ રેખપે મેખ ધરે જેહીં;
સોહી બિદ્યા સોહી જ્ઞાન.—શ્વાસ૦
કહે ત્રિકમ સાહેબકા બંદા;
સદા ધરો હરિ ધ્યાન.--શ્વાસ૦

---

## देवना देव केवा होय ?

### પદ ૧૫૬ ( અખિલ જક્તા રહ્યું—એ લય. )

કલિમલ નાશન, કિરતાર કૃષ્ણ દેવા;
શુદ્ધ ભાવ થકી, કરો તેની સેવા.
તેથી મળે મહા, મોક્ષપદ મેવા.—કલિ૦
રાધા રમણ રસિક, હૃદયમાંહી લેવા;
વદે વેદને, પુરાણ માંહી જેવા.
મન બુદ્ધિ તો, ના કળી શકે કેવા.—કલિ૦
ગુણાતિત શુદ્ધ, ચૈતન અભેવા;
કરે જન્મ મરણ, તણાતો કલેવા.
શર્ણ હોય તેને, કરે તત્ત્વ તેવા.—કલિ૦
જેના ચરણ વિષે, રહ્યાં પ્રાગ રેવા;
નિજાનંદ મોક્ષ, તણાછે સુજેવા.
માગે શરણ ત્રિકમ, હે દેવાધિ દેવા.—કલિ૦

---

## कया क्रममां रहेवुं.

### પદ ૧૫૭ ( લાવણી. )

નૂરતમેં સૂરત સમાવોરે,
જબ હોવે દેદાર જક્તમે, ફીર ન આવોરે.
મહા મનોહર અવિચળ ઇશપદ, પ્રીતશું પાવોરે;
નિરાધારમેં રહો નિરંતર, ભરમ ગુમાવોરે.—નૂરતમેં૦

જક્ત વાસના મિટે સર્વ જબ, કાર કમાવોરે;
રહે જાવો પીર આપ આપકો ભાન ભૂલાવોરે.—નૂરતમેં૦
ખબરદાર હોશિયાર હોયકે, બ્રહ્મ જગાવોરે;
હોય કર્મકો નાશ સદા, અવિચળ પદ ધ્યાવોરે.—નૂરતમેં૦
કહે ત્રિકમ સત્ બાત જ્ઞાનકો, ગર્વ મિટાવોરે;
હો જાના નિર્માન સંતકુ, શિષ નમાવોરે.—નૂરતમેં૦

---

## महा शक्तिए शुं कर्युं छे?

### પદ ૧૫૮ ( મીઠડાં ગોરસ લ્યો—એ લય. )

દીવાળી દુઃખ હરણી, દુઃખ હરણી;
સદા સેવે તેને સુખ કરણી.—દીવાળી૦
માડી મનોહર મંગળ રૂપિણી, આદિ પુરૂષની ધરણી;
મહીમા અપાર અગાધ છે એનો, કોથી ન જાય એ વરણી–દી૦
પંચ તત્વથી ખેલ રચાવ્યો, સ્થિર કરી વળી ધરણી;
સ્થાવર જંગમ નિર્મ્યાં જેણે, રચી પૂણ્ય પાપની કરણી.-દી૦
જક્ત જમાવ જુગતથી કીધો, આપે પુરૂષ આપ તરૂણી;
સદ્ગુરૂ સાન વડે સમઝાશે, પણ સુધરે જો કરણી.—દી૦
કહે ત્રિકમ ભજો સદા દીવાળી, સત્યની ચાલીને શરણી;
અખંડ વાસ વસે તુર્યા પદે, કરી ૐ કારની અરણી.--દી૦

---

## हरि जनने कोण परखे ?

### પદ ૧૫૯ ( રાગ ઉપરનો. )

પામર શું પરખે હરિ જનને,
જે સમજાવી ન શકે નિજ મનને.—ટેક
વૃત્તિમાં વૈરાગ ન ઉપજે, તે શું જઇ કરે વનને;
નિજ આનંદનો મર્મ ન જાણ્યો, ભલે વદે વેદ વચનને.–પામર૦
ગીતા શાસ્ત્ર હરિ મુખની વાણી, સાંભળે સુખ ન કૃપણને,
તિર્થે ગયે મન મેલ ન છૂટયો, ફોગટ દુઃખાવ્યું તનને.–પામર૦
સદા શિલ સંતોષ ધરે ઉર, દેખી ના રીઝે ધનને;
રમતા રામ સર્વમાં જાણી, મન અરપે મોહનને.—પામર૦
ત્રિકમ નિત્ય હરિ દેવ સમરતાં, ગાળી રહે ઘડપણને;
સચરાચરમાં દીસે શામળો, શું કરે પછી વડપણને.–પામર૦

---

## सिद्ध दशाना सदोगार.

### પદ ૧૬૦ ( ગોપીચંદનો રાગ. )

સૂરતા લાગીરે પ્રભુના ચરણમાં,
તન મન શું ધરી તાળી;
પ્રેમ પૂરણ પ્રગટાવીને, નિરખી લીધા વનમાળી.—સૂરતા૦
ભાવે રહું પ્રભુ આશરે, કૂડાં કર્મને ટાળી;
ભલે વરતુ સંસારમાં, પાપથી મુંઠ વાળી.—સૂરતા૦
"અમર દીપક જ્યોતિ જ્યાં બળે, આઠે પહોર અજવાળી;"

"તિમિર રહે નહીં ત્યાં કદી, સૂરતા હોઇ સુખાળી."—સૂરતા૦
"ગગન મંડળના ચોકમાં, ભગવત લીધાજી ભાળી;"
"જન્મ મરણ મટ્યું સહજમાં, સમજણ લીધી સંભાળી."—સૂરતા૦
ત્રિકમ સદ્‌ગુરૂ શિર ધણી, પામરને લીધો પાળી;
સંસ્મરણ્યો બહુ આનમાં, મતિ કરીને માયાળી.—સૂરતા૦

---

## भूल शाथी सुधरे ?

### પદ ૧૬૧ ( લાવણીના રાગમાં. )

જીવ તું લેને ભૂલ સુધારી.
છે જગ મિથ્યા નથી સારી.
દીસે જોતાં ગુલ જારી,
પણ આખર એ દુઃખકારી.
"બની પંચ ભૂતની ક્યારી,"
"તેને તું માને તા'રી."
એ છે ભેદ ભરમણા ભારી,
અંતે જાવાનું હારી.
તજી દે સૌ મોહ વિકારી,
ભજી લે હરિ દેવ મોરારી.
ત્રિકમ કરી લેને તયારી,
શુદ્ધ ચૈતનમાં ગતિ તા'રી.

---

## उपदेश.

### પદ ૧૯૨ (દોહરામાં)

હાડ ચામના ઢગલા દેખી, શું રીઝે બની નારકી;
ચિતવન કર ચિદ્ રૂપનું, ભૂલ મટે આ વારકી.
કપટ પટ માયા તણું, પસરે એ પદ એકમાં;
ત્રિકમ કહે હરિ આશરે, સમજી જ્ઞાન વિવેકમાં.

---

## दंभी जनो शुं करे छे ?

### પદ ૧૯૩ (દોહરા.)

પંચ ભૂતની દેહમાં, મનવો માણે રાજ;
શ્રી હરિને સમરે નહીં, તો બગડે સહુ કાજ.
આયુષ્ય અવળે મારગે, વિતાડે વણસેલ;
ફોગટ ખોખાં ખાંડતાં, નિસરે નહીં ત્યાં તેલ.
રાત દિવસ રળવા વિષે, મનડું માને સુખ;
ઇશ્વરને ના ઓળખ્યો, ભારે વધે ત્યાં ભૂખ.
રામે રચેલાં પુતળાં, તેને દો શું શીખ;
કર્મે ભોગે રાજ્યને, કર્મે માગે ભીખ.
શીખ સૂણે સુલક્ષણા, જેનું નિર્મળ ચિત્ત;
ઇશ્વર પદને ઓળખે, ધરે સંત શું પ્રીત.
વાણી વદે સુ લક્ષણી, હૈડે હોય ન હેત;

ક્ષાર ભોમિએ વાવીએ, ના નિપજે એ ખેત.
ચતુર ફરે ચોદેશમાં, સમજ બતાવે સારી;
આપ જો સમજે એકલો, તો એ સૌ ગુણકારી.
ધન ધૂતા ધન કારણે, રખડે સઘળો દેશ;
ઉપમા દાખે આપની, માંહે ન સમજણ લેશ.
વાતો કરે બહુ વેદની, વિના વિચારે આપ;
વિશ્વપતિ ના ઓળખે, છે એ જગનો તાત.
જગપતિ જગ માંહી વસે, ભેદ નિરીક્ષણ કાજ;
સાચો હીરલો જોઇને, કરે જક્ત શિરતાજ.
માટે પ્રભુતા ત્યાગીએ, લઘુતામાં શ્રી ઇશ;
ત્રિકમ સદ્‌ગુરૂ આશરે, ટળે જગતનું વિષ.

---

## उच्चगामीनुं उर्ध्व गमन.

### પદ ૧૬૪.

ॐ ચલે ઉન્મુની અસમાના, જીવ ભૂલત આપનો ભાના;
જબ મિટ ગએ એક અરૂ નાના, તબ પાવત સુખકો સ્થાના.
એહી સમજે આતમ જ્ઞાના, તેહી પાવત પદ નિર્વાના.
એક રસ રહે સોહી નિર્માના, તાકુ નહીં ધ્યેય અરૂ ધ્યાના.
કહે ત્રિકમ સંત સયાના, સદ્‌ગુરૂને દીયા પરવાના.

---

# निज धर्म

## याने

## उपसं .र.

### ( દોહરો. )

ઉપદેશ ગીતા શાસ્ત્રનો, હંસ મંત્ર નિજ મંત્ર;
ભક્તિ માર્ગ ભગવંતનો, એજ અમારો તંત્ર. ૧
ચિંતવન ચૈતન દેવનું, સત્ત્વ ગુણી સુખ રૂપ;
સર્વ સ્થળે શોભી રહ્યો, જગત સર્વનો ભૂપ. ૨
ઉંચ નીચ પશુ પક્ષીમાં, જળચર સ્થળચર જીવ;
સઘળામાં શોધ્યો જડે, શાન્ત સ્વરૂપી શિવ. ૩
સત્ય દયા શીળ શાન્તમન, કરવામાં ઉદ્યોગ;
શ્રી સદ્‌ગુરૂની કૃપા થકી, સાધુ આત્મ પદ યોગ. ૪
જાણ્યું જગત જગધીશનું મટયો સર્વ પરીતાપ;
હું મુજને જઈ જો મળું, રહે નહીં પૂન્ય પાપ. ૫
કામ નથી કાયર તણું, શૂરા સાધે સુખ;
ભોજન જમતાં ભાવશું, રહે નહીં ત્યાં ભૂખ. ૬
તન મનની તૃષ્ણા તજી, આરાધું અવિનાશ;
તો કારજ પૂરણ બને, વસુ વિમલ પુર વાસ. ૭
શિવપદમાં સૂરતા ધરી, નિરખું નિર્મળ દેવ;
એક મેક આપે બનું, સાચી થઈ ત્યાં સેવ. ૮

અવિનાશીના આશરે, સદા રહું નિરમાન;
ભવ ભટકણુ ભાસે નહીં, ઉપજે અંતર જ્ઞાન. ૯
ગુણુ ગ્રહું જ્ઞાનિ તણા, જે પહોંચ્યા નિર્વાણ;
પરમારથમાં પરવરૂં, તો નવ થાએ હાણ. ૧૦
ભોગ ભાવ તજવા સહું, મન માગે વૈરાગ્ય;
સંતોષે સુખ ઉપજે, અંતર બુઝે આગ. ૧૧
માર્ગ પંથ બહુ મન તણો, જગમાં ચાલે જુઠ;
પેટ તણા પરપંચમાં, જબરી માણે મુઠ. ૧૨
ઇશ્વરને આરાધતાં, અવરતણું નહીં કામ;
જો મનડું નિર્મળ બને, તો રીઝે બહુ રામ. ૧૩
માન પ્રતિષ્ઠા દુઃખ ભરી, અડચણ તજવી એજ;
નિર્મમ નિહંકાર જે, સાધનનું ફળ તેજ. ૧૪
વાદ તજુ પંડિત તણા, મિથ્યા માથા કૂટ;
બોલે પણ ચાલે નહીં, એજ જણાએ જૂઠ. ૧૫
ગુરૂ દીક્ષા ગ્રહુ જ્ઞાનની, બુદ્ધિ નિર્મળ કાજ;
આરાધું એકાન્તમાં, તો રીઝે મહારાજ. ૧૬
વર્ણાશ્રમ તજવા તણું, નથી કોઇને કામ;
ગોવિંદને ભજવા વિષે, નથી ખરચવા દામ. ૧૭
ભલે વરતો સંસારમાં, કમળ પુષ્પ જળ જેમ;
અંતર ભક્તિ આદરો; કશી રહે નહીં વે'મ. ૧૮

નિર્ભય પદ નિર્વાણને, આત્મ અનુભવ એક;
દીલમાં ડાઘ રહે નહીં, વાસના તણો જો છેક. ૧૯
ચિત્ત ન ચોટે ચૈતને, મૂરખ વદે વેદાન્ત;
અંતર ગતના ઓળખી, મટી ન ભવની ભ્રાન્ત. ૨૦
ડાચાં કૂટે દશ ઘણાં, તજે ન અંતર મેલ;
વાતોમાં વાટે વળ્યા, છત્રપતિ શા છેલ. ૨૧
અંતર આરાધન વડે, ઇશ્વરને ઓળખાય;
બ્રહ્મ ભાવે ભાસે સદા, તો શુભ કારજ થાય. ૨૨
ત્રણ્યે દેહો ત્રિગુણની, ત્યાગે ચોથી દેહ;
પંચમમાં જો પરવરે, તો ન રહે સંદેહ. ૨૩
જ્ઞાન દશા ગંભીર છે, સંત સરનનું ઠામ;
મહા પૂન્યે મળશે સદા, રહે ન બીજું કામ. ૨૪
પૂરણ પરમાનંદમાં, પ્રેમે હોય પ્રવેશ;
રહે નહીં જગ વાસના, મટે કાળને દેશ. ૨૫
અદ્ભૂત મહીમા ઇશનો, કોથી કહ્યો ન જાય;
ગુરૂ જ્ઞાને સમજાય તો, આવા ગમન મટી જાય. ૨૬
સૃષ્ટિ તો સંકલ્પની, ચિત્તમાં ભર્યો વિકાર;
ટુંકામાં સમજણ કહી, શાણા કરે વિચાર. ૨૭
ત્રિકમ ત્રિગુણાતિતનો, વળી દાસનો દાસ;
સંક્ષેપે સમજણ લખી, પામ્યો પદ પરકાશ. ૨૮

સમાપ્ત.

# प्रकीर्ण पदावलि.

## श्री सद्गुरुजी प्रति नम्र अभ्यर्थना.

### પદ ૧.

સદ્ગુરૂ વિના કેમ રહીએરે;
સત સંગ સૂનો પડે.
પ્રભુ ભક્તિમાં સ્થિર કેમ રહીએરે.—સત૦
પ્રભુજી મ્હારા હૃદય કમળમાં રહેજો;
તમે નિર્મળ દર્શન દેજોરે.—સત૦
પ્રભુજી તમે અંતર વેણુ વગાડો,
તમે મનની કલ્પના ટાળોરે—સત૦
પ્રભુજી તમે સ્વપ્નના સુખને ટાળો,
તમે બરદ તમારૂં પાળોરે.—સત૦
પ્રભુજી તમે અંત સમયના છો બેલી;
પુત્રી કિલીની [1] વિનંતી છે છેલ્લીરે—સત૦

### छप्पो.

કીધાં કર્મ સહુ નાશ, જન્મ ઉત્તમ કૂલ આવી;
લીધો ભક્તિનો લા'વ, ચિત્ત એકાગ્ર બનાવી.
બેઠી પ્રભુના શર્ણ, જક્તનું ભાન ભૂલાવી;
નમ્ર પણે ધરી નેહ, સદા હરિ ભક્તિ કમાવી.

---

૧ જે સાધ્વી ભગીનિની આત્મ શાન્તિ અર્થે આ શ્રેયસ્કર કાર્ય ( પુસ્તક પ્રકાશ ) કરવામાં આવેલ છે. તે બ્હેનનું વિશેષ નામ છે. અવસાન કાળે બોલાયલું પદ.

જન્મ મરણુની વેદના, ત્યાગીને તત્પર થઇ;
તાર બાંધ્યો પરિબ્રહ્મ શું, બેસી વિમાન વૈકુંઠ ગઇ.

---

## परलोक वासी भगिनीने मंगळ प्रेरीत संदेशो.

### પદ ૨ ( સખી જઇ સંદેશો એલય. )

ચિતિ[1] ચપળ ગતિનું ગ્રે'જે, મમ બેનીને મર્મજ કે'જેરે.—ચિતિ૦
કુદરત કરતી કાર્ય અનેરાં, સમયોચિત ગુણકારી;
સંન્યાસીનિ પદ સે'જે સૃજાયું, ત્રિવિધ દુ:ખડાં ટાળી.—ચિતિ૦
ભવ સાગરમાં ભેદે ભ્રમંતાં, શાશ્વત[2] પંથે એકી;
સ્નેહ સીંચાયો શુદ્ધ હૃદયમાં, ભકિત સરિત ઝટ પેખી.—ચિતિ૦
ઉભય સખી ઉન્નત ગિરી ચઢીઆં, સદ્‌ગુરૂ દેવ પ્રતાપે;
શીલ સુધારી સદન બતાવ્યું, મ્હેર કરી જગ બાપે.—ચિતિ૦
ચિદાકાશમાં ઝળહળ જ્યોતિ, નિર્ખિ નિત્ય મલકાતી;
દેહોત્સર્ગે[3] સૂરત લગાવી, બની વિષ્ણુપદ ભાતિ.—ચિતિ૦
તદપિ પ્રિય સખી ! આશ અમારી, વિભુત્વ પદને લાધો;
સમર્થ સદ્‌ગુરૂ સૂરત લગાવે, જ્યાં હોં ત્યાં તહુમે સાધો.—ચિતિ૦
ધર્મ પિતા–ગુરુ ત્રિકમજી મળીઆ, સંસૃતિ[4] દુખડું બાળ્યું;
વદે વ્હાલી જે પુત્રી ચંચળા, આંતર નિજ અજવાળ્યું.—ચિતિ૦

---

૧. ચિદ્ શક્તિ ૨. સાચા ૩. દેહનો ત્યાગ કરતી વખતે. ૪. સંસાર જન્મ મરણ.

## साधकनी श्री सद्गुरु प्रत्ये विज्ञप्ति.

### પદ ૩.

શરણે આવ્યાને ઉગારો, ગુરુજી મ્હારા–શરણે.
નથી ઉગારવાનો આરો.—ગુરુજી૦
બહુરે જન્મથી ભ્રમણામાં ભૂલી;
આ ભવ પાર ઉતારો.—ગુરુજી૦
માત પિતા સૌ સગાં સંબંધી,
એ સૌ જૂઠ અસારો.—ગુરૂજી૦
મન માયા મોહેથી મુઝાણું;
લાગે સંસારીડો ખારો.—ગુરૂજી૦
નિંદીત કર્મ મેં જે કીધાં;
દોષ તેના નિવારો.—ગુરુજી૦
વદે ચંચળા ત્રિકમ પિતા ગુરુ;
દીન જાણીને તમે તારો.—ગુરુજી૦

---

## कोनो आश्रय सेवन करवा योग्य छे ?

### પદ ૪

આશરો એક તમારો ગુરુજી, આશરો એક તમારો.
ચરણ શરણમાં હું હવે આવી,
ટાળોને મોહ વિકારો.—ગુરુજી૦
કુબુદ્ધિ કલેશ હંકારને બાળો,

પંચ વિષયને ટાળો.—ગુરુજી૦
આશા તૃષ્ણા ઈર્ષાને કાઢો;
કામ ક્રોધને મારો.—ગુરુજી૦
કલ્પના ભ્રાન્તિ બહુ દુઃખ દે છે;
એ સૌને તમે ટાળો.—ગુરુજી૦
જાગૃત સ્વપ્ન સુષુપતિનો મુઝારો;
તુર્યા સ્વરૂપમાં ઉતારો.—ગુરુજી૦
ચંચળને આપ અચલ કરો ગુરુ,
એજ મનોરથ મ્હારો.—ગુરુજી૦

## सुख मळवा केवो प्रयत्न करवो.

### પદ ૫ ( દાસપરે દયા–એ લય. )

સત સંગ માંહી સુખ સારૂં રે,
હરિજનો સતસંગ માંહી સુખ સારૂં.
સતસંગ જે કોઇ કરશે, તિમિર તો તેનું ટળશે; (૨)
હૃદયમાં થાશે અજવાળું રે.—હરિજનો૦
સદગુરુને શરણે જઇએ, પ્રપંચને ફેંકી દઇએ;
ત્યાં તો ગુરુ કરશે, હિત તમારૂં રે.—હરિજનો૦
મારૂં મારૂં સરવે કે' છે, તેતો સૌનું પડયું રહે છે;
અંતે નથી ખપ આવનારૂં રે.—હરિજનો૦
માટે સૌ મોહ છોડો, એતો છે માયાનો ઘોડો;
અંતે એ નરકે નાંખનારૂં રે.—હરિજનો૦

એકાન્તમાં વાસ કરીને, હરિ ભજે હેત ધરીને;
અજ્ઞાનનું ઉઘડશે તાળું રે.—હરિજનો૦
ખરો હીરો હાથ ચઢશે, ઝવેરી તો કીંમત કરશે;
પણ નથી મૂલ થનારૂં રે.—હરિજનો૦
સાર વસ્તુ શોધી લેજો, સદાએ ઉદાશી રે'જો;
થાશે સૌ કારજ તમારૂં રે.—હરિજનો૦
ગુરૂનાં શું કરૂં વખાણ, એતો છે આનંદની ખાણ;
એને તો નથી કોઈ ન્યારૂં રે.—હરિજનો૦
સાચા ગુરુ જેને મળીઆ, તેતો નિજરૂપે ભળીઆ;
જગ સર્વે લાગે ખારૂં રે—હરિજનો૦
દ્વય કર જોડી કહું છું ગુરૂજીના ચરણે રહું છું;
સદાએ આનંદ ઉર ધારૂં રે.—હરિજનો૦
ગાંડા ઘે'લા ગુણ મેં ગાયા, મને નથી ગમતી માયા;
પ્રભુ પદ લાગે પ્યારૂં પ્યારૂં રે.—હરિજનો૦
સદગુરુ ત્રિકમજી વ્હાલા, દીન કરે છે કાલાવાલા;
દાસ રૂઘનાથને શરણ તમારૂં રે.—હરિજનો૦

---

## પદ ૬ ( ગિરધારીનો રાગ. )

મન મૂરખરે, સાંભળ શીખ તું મ્હારી,
જૂઠી માયા છે મોહ વિકારી.

સાખી–તને જઠરા માંહી ઉગાર્યોરે, ઘણા કષ્ટ થકી નિવાર્યોરે,
એવા પ્રભુને નવ ઉચ્ચાર્યોરે, અજ્ઞાનીરે.
જગ સૌ છે દુઃખકારી, તેમાં નથી ઉગરવા બારી–મન૦
સાખી–બાળાપણને તેં ખેલમાં ખોયોરે, તું જોબને જુવતીશું મોહ્યોરે;
તેં સાચો મારગ નવ જોયોરે, કહું સાચુંરે;
સતસંગ છે સુખકારી, તેથી લેને જ્ઞાન વિચારી–મન૦
સાખી–તુંતો આડે મારગ ચાલ્યોરે, જૂઠ કપટનો મારગ ઝાલ્યોરે;
સંત સંગમાં કદી નવ મા'લ્યોરે, કેમ રીઝેરે.
તુજને દેવ મોરારી, જો અંતર વાત વિચારી–મન૦
સાખી–માટે સદ્‌ગુરૂ શરણે જઇએરે, પ્રભુ વચન હૃદયમાં લઇએરે;
પછી મૌન ગ્રહી સ્થિર થઇએ, ગુરૂ પરતાપેરે.
થાશે આનંદ કારી, રૂઘનાથને ભરૂંસો છે ભારી–મન૦

---

## પદ ૭ ( રામ રીઝે તેને—એ લય. )

સદ્‌ગુરૂ મળીઆ તેના, સંશય ટળીઆરે;
ભેદ ભરમણા ભાગીજી.
આવા ગમનનો, ફેરો મટેરે ભાઇ,
મુક્ત ભુવન લીયો માગીરે.—સદ્‌ગુરૂ૦
મનવો મેવાસી, વશ કીધો જેણેરે;
વાસના સઘળી ત્યાગીજી.
માન બઠાઇનો, ઝઘડો મેટયો ભાઇ;
સદા આનંદ, રહ્યો જાગીરે.—સદ્‌ગુરૂ૦

જુઠ કપટ કાંઈ, નજરે ન દીસેરે;
શાન્તિમાં રહે અનુરાગીજી.
જ્યાંરે જુએ ત્યાં, દુજો નજરે ન દીસે ત્યારે;
નિર્ભે નિશાન રહ્યાં, વાગીરે.—સદ્‌ગુરૂ૦
સંત સમાગમ હરિજનો જાણેરે;
પ્રભુ શું લ્હે જેને લાગીજી.
ગુરૂ પ્રતાપે, દાસ રૂઘનાથ કહે છે;
મળ્યા જેને, સંત સોહાગી.—સદ્‌ગુરૂ૦

---

ॐ तत्सत्.

"प्रकीर्णानि सुभाषित पद्यानि."

नान्यः पन्थाः विद्यते अयनाय. (श्रुति.)

ब्रह्म विद ब्रह्मैव भवति. (श्रुति.)

सुखस्य दुःखस्य न कोऽपि दाता,
परो ददाति कुबुद्धि रेषा ।
अहं करोमीति वृथाऽभिमानः
स्वकर्म सूत्र ग्रथितोहि लोकः ॥
(अयोध्या काण्ड स० ६. ६

मंत्रे तीर्थे द्विजे देवे, दैवज्ञे भेषजे गुरौ ।
यादृशी भावना यत्र, सिद्धिर्भवति तादृशी ॥

बद्धो हि कोवा विषयानु रागी, ।
मुक्तो हि कोवा विषये विरक्त. ।
( मणि रत्न माला. )

प्रारब्धं बलवत्तरं खलु विदां भोगे न तस्य क्षयः
( विवेक चूडामणि. )

सर्वमेवेह हि सदा, संसारे रघुनन्दन ।
संम्य कप्रयत्नात् सर्वेंण, पौरुषात् सम ाप्यते ॥
( श्री वाशिष्ट. )

येन केन प्रकारेण, यस्य कस्यापि देहिनः ।
संतोषं जनयेद्राम, तदेवेश्वर पूजनम् ॥
( श्री वासिष्ट. )

सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परि समाप्यते.
( भ० गी० ४ ३३. )

यावदायुस्त्रयो वन्द्या, वेदान्तो गुरुरीश्वरः ।
मनसा कर्मणा वाचा, श्रुतिरे वैष निश्चयः ॥
( तत्वोपदेश. )

शास्त्र दृष्टि गुरो र्वाक्यं तृतीयश्चात्म निश्चयः ॥
त्रिधैव यो विजानाति स मुक्तोनात्र संशयः ॥

श्लोकर्धेन प्रवक्ष्यामि, यदुक्तं ग्रन्थ कोटिभिः ।
ब्रह्म सत्यं जगन्मिथ्या, जीवो ब्रह्मैव केवलं. ॥
( निश्चलदास. )

अस्ति भाति प्रिय रुपं, नाम चेत्यंश पंचकं;
आद्यं त्रयं ब्रह्म रुपं, जगद्रूपं ततोद्वयं. ॥
( वाक्य सुधा. )

सर्व भूतस्थ मात्मानं, सर्व भूतानि चात्मनि; ।
ईक्षते योग युक्तात्मा, सर्वत्र सम दर्शनः ॥
( भ. गी. ६. २९. )

आत्मैापम्येन सर्वत्र, समं पश्यति योऽर्जुनः ।
सुखं वा यदि वादुःखं, सयोगी परमो गतः ॥
( भ. गी. ६० ३२. )

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योग संसिद्धः कालेनात्मनि विन्दति ॥
( भ० गी० ४ ३८. )

तपोमूल मिदं सर्व, यन्मां पृच्छसि पांडव; ।
तदिन्द्रियाणि संयम्य, तपो भवति नान्यथा. ॥
( शान्तिपर्व अ० ३३१. )

योग युक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रियः ।
सर्व भूतात्म भूतात्मा कुर्वन्नपि न लिप्यते. ॥
( भ० गी० ६ ७. )

अश्वमेध सहस्त्रस्य, वाजपेय शतस्यच ।
योगस्य कलया तात न तुल्यं विद्यते फलम् ॥
( शान्तिपर्व अ० ३३१. )

इश्वरः सर्व भूतानां हृदेशेऽर्जुन तिश्टति ।
भ्रामयन्सर्व भूताति यंत्रारूढानि मामया. ॥
( भ० गी० अ. १८ ६१. )

कृत्वा ॐ दीपं मृगय गृहपातिं सूक्ष्म नाडयन्तरस्थं,
संयम्य द्वार पालान्पवन पटुतरै र्नायकं चेद्रियाणाम्
वाक् जालं कस्यहेतो र्वितरति बहुधा दृष्यते तेन किंचित्
देहस्थं पश्यनाथं भ्रमति किमपरै शास्त्र जालांधकारेः
नामान्त दीक्षा परमार्थ नेष्टा अहं न सोऽहं च ततश्चकोऽहं
शिवोऽहमस्मीति शिवं विचिन्त्य ध्याना मयोऽहं परिपूर्ण गुह्यम्

શ્રી

# મ્હારી વિજ્ઞપ્તિ.

---

**પ્રિયતમ, સત્સંસ્કારી બન્ધુઓ અને ભગિનીઓ !**

આપણે બધાં એકજ કુદરત માતાનાં બાળકો છીએ. આ અવનિમાં અવતરીને અનેક અર્થ પોષક કાર્યો કરતાં, પરસ્પર એક બીજાને સ્નેહી, સંબંધી કે સગાં અથવા કુટુંબી તરીકે સ્વીકારીએ છીએ. પરંતુ જરા દ્રષ્ટિને બારીક કરી, પ્રત્યેક કાર્યનું પૃથક્કરણ જ્યારે કરીએ છીએ ત્યારે, એક બીજાના હૃદયની સ્વાર્થી દુર્ગંધી દર્શન દે છે.

મ્હારા પોતાના કુટુંબમાં એથી મ્હને કાંઇ વિલક્ષણ જણાયું અને તે એજ કે, "સત્ય માર્ગનું શોધન." મ્હારાં પરલોકવાસી પૂજ્યપાદ ગંગાસ્વરૂપ માતુશ્રી જીવકોરબા, તેમજ મ્હારી બન્ધુ સમોવડ ભગિની કિલાવતીએ પોતાના જીવનમાં ઉક્ત મંત્રનું ગુંજન બહુ સારી રીતે કીધેલું હતું. અને તેઓશ્રીના સંસ્કારી વાતાવરણે, મ્હારા વિદ્યમાન કુટુંબને બહુ સારી અસર કીધેલી છે. મ્હારા કુટુંબમાં મ્હારો સમાવેશ થાય છે. એટલે આ જે પુસ્તક પ્રકાશક તરીકે પ્રયત્ન મ્હારા નિમિત્તે (દેખીતો) થાય છે. તે વસ્તુતઃ તેઓશ્રીને આભારી છે. આ દેહ ઉપર તેઓશ્રી તરફથી જે, પ્રત્યક્ષ અને પરોક્ષ મહદોપકારો થએલા છે; તેના પ્રતિફળ રૂપે, આ શરીર કાંઇપણ કરી શકે તેમ નથી. તો પણ આ "ત્રિકમ તત્ત્વ વિલાસ"નો વાચકવૃંદ યથા મતિ લાભ લેશે અને તદનુકૂળ જીવનક્રમ બાંધશે તો, મ્હારાં માતૃ, ભગિનીને નિમિત્તે આ થએલા કાર્યથી હું-મ્હને-પોતાને અહોભાગ્ય માનીશ.

પ્રકાશક-

**મોદી વાડીલાલ હરગોવિંદદાસ**

**ઘેલાભાઈ.**